उसबलचरित्ते अट्ठसु पवयणमायासु
उवउत्ते अपुहत्ते सुप्पणिहिंदिए विहरइ. । ११

ભાવાર્થ--પ્રતિક્રમણ કરનારા જીવોના વ્રતમાં અતિચારરૂપી જે છિદ્ર હતાં કે જેને લીધે કર્મરૂપી પાણી આવતું રહ્યું હતું, તે છિદ્રોને જાણી પ્રતિક્રમણરૂપી પાટીઆથી છિદ્રોને પૂરી દેવાથી કર્મરૂપી પાણી આવતું બંધ થઇ ગયું, ત્યારથી અસબલ એટલે નિર્મલ ચારિત્ર પાળતા થકા અષ્ટપ્રવચનમાતાના પાલનમાં ઉપયોગવંત સંયમસમાધિવન્ત થઈ નિરતિચાર ચારિત્ર પાળતા પાળતા વિચરે.

(૫) કાયોત્સર્ગાધ્યયન--રાગદ્વેષરહિત દેવગુરૂની સ્તુતિ વન્દનાદિ સમભાવથી કરનારા શુદ્ધભાવોથી પ્રતિક્રમણ કરશે તેજ જીવ જ્ઞાનદર્શન ચારિત્રની વિશુદ્ધિને માટે કાયોત્સર્ગ કરવા યોગ્ય થશે. ' આયરિય ઉવજ્ઝાએ ' ના અંતથી બે વાર વંદના દેવા સુધીનું આ પાંચમું અધ્યયન છે. તેનું ફલ ઉક્તસ્થળેજ એમ દર્શાવ્યું છે કેઃ—

प्र० काउसग्गेणं भन्ते जीवे किं जणयइ ?
उ० काउसग्गेणं जीवे तीय पडुप्पन्नं पायच्छित्तं विसोहेइ ।
विसुद्धपायच्छित्ते य जीवे निव्वुयहियए ओहरियभरुव्व भारवहे पसत्थज्झाणोवगए सुहं सुहेणं विहरइ ॥ १२ ॥

ભાવાર્થ--કાયોત્સર્ગ કરનારા જીવ ભૂત અને વર્તમાનકાળમાં લાગેલા અતિચારોના પ્રાયશ્ચિત્તને વિશુદ્ધ કરે છે. તે પ્રાયશ્ચિત્તને વિશુદ્ધ કરનારો જીવ પ્રશસ્ત હૃદય શુભભાવનાઓવાળો થઇ જેમ ભાર ઉપાડનાર જીવ ભાર ઓછો થતાં સુખી થાય છે તે પ્રમાણે પ્રાયશ્ચિત્તરૂપી વજનને ઓછું કરવાથી પ્રશસ્ત ધ્યાન એટલે ધર્મધ્યાન શુકલધ્યાનમાં પોતાના આત્માને જોડતાં સુખથી વિહાર કરે.

(૬) પ્રત્યાખ્યાનાધ્યયન--રાગદ્વેષત્યાગી સમભાવી દેવગુરૂભક્તિ-સ્તુતિ કરનારો નિષ્કપટભાવથી પ્રતિક્રમણ કરી પ્રાયશ્ચિત્તરૂપી કાયોત્સર્ગ કરનારો થાય તેજ ભવિષ્યમાં પ્રત્યાખ્યાન કરવા યોગ્ય બની

શકે. નમુક્કારસિ આદિ તપશ્ચર્યા કરવારૂપ આ છઠ્ઠું અધ્યયન છે. તેનું ફલ પણ તેજ સ્થળે કહ્યું છે કે:--

प्र० पच्चक्खाणेणं भन्ते जीवे किं जणयइ ?

उ० पच्चक्खाणेणं जीवे आसवदाराइं निरुम्भइ ।
पच्चक्खाणेणं इच्छानिरोहं जणयइ ।
इच्छानिरोहं गये य णं जीवे सव्वदव्वेसु विणीयतण्हे सीयलभूए विहरइ ॥ १३ ॥

ભાવાર્થ—પ્રત્યાખ્યાન કરવાથી જીવ કર્મ આવવાના દરવાજારૂપ જે આસ્રવ છે તેનો નિરોધ કરી નાંખે છે, અને ભવિષ્યની ઇચ્છાનો પણ નિરોધ કરે છે. ઇચ્છાનો નિરોધ કરવાથી સર્વ દ્રવ્યોપર જે મમત્વભાવ હતો તે તૃષ્ણાનો ત્યાગ કરવાથી શિતલીભૂત થઇ જાય છે અર્થાત્ પ્રત્યાખ્યાન કરનારો તૃષ્ણાથી મુક્ત થઇ જાય છે.

આ આવશ્યક ભગવાન્ વીરપ્રભુના શાસનમાં નિર્વિઘ્નપણે સમાપ્ત થયું છે તે માટે ઓછામાં ઓછા ત્રણ અને વધુમાં વધુ ૧૦૮ શ્લોકોથી ચૈત્યવન્દન સ્તુતિ કરવામાં આવે છે કે જેનું ફલ એજ સ્થળે એમ બતાવ્યું છે કે:—

प्र० थवथुइमंगलेणं भन्ते जीवे किं जणयइ ?

उ० थवथुइमंगलेणं जीवे नाणदंसणचरित्तबोहिलाभं जणयइ ।
नाणदंसणचरित्तबोहिलाभसंपन्ने य णं जीवे अन्तकिरियं कप्पविमाणोववत्तिगं आराहणं आराहेइ ॥ १४ ॥

ભાવાર્થ—તીર્થંકરોનાં ગુણકીર્ત્તન સ્તુતિ કરવાથી જીવો જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ બોધિબીજની પ્રાપ્તિ કરી લે છે. જ્ઞાનાદિની પ્રાપ્તિ થવાથી તેજ ભવમાં મોક્ષે જાય છે યા વૈમાનિક દેવનું આયુષ્યયોગ્ય આરાધના કરે છે તે ત્રીજા ભવે મોક્ષે જાય છે.

## ૧૦૦.
## 'પ્રશ્નપદ્ધતિ'માંથી જાણવા જેવું.

૧. **મુહપત્તી**—મુખવસ્ત્રિકાને 'હસ્તક' એ નામ પણ આપવામાં આવ્યું છે. નવાંગ વૃત્તિકાર શ્રીમદ્ અભયદેવસૂરિના શિષ્ય શ્રી હરિચંદ્રગણિની પ્રશ્નપદ્ધતિ નામના ગ્રંથમાં પ્રશ્નોત્તર છે તેમાં પહેલો પ્રશ્નોત્તર એ છે કેઃ—

પ્ર૦ શ્રીમદ્ દશવૈકાલિકમાં "हत्थगं संपमज्जिता" છે તેમાં હસ્તક શબ્દથી શું સમજવું ?

ઉ૦ આનો ઉત્તર એ છે કે 'હસ્તક' શબ્દથી મુખવસ્ત્રિકા નામનું ઉપકરણવિશેષ સમજવું. વિદ્વાનોએ કહ્યું છે કેઃ—

सोलस्संगुलदीहं वित्थारेणापि होति [ तावेव ] ।
हत्थगनामुवगरणं तं नेयव्वं पयत्तेण ॥

—સોળ આંગળ દીર્ઘ—લાંબી ને વિસ્તારથી પણ હોય છે તે હસ્તક નામ ઉપકરણ છે એમ પ્રવૃત્તિ કરનારે જાણવું. આમા સોળ અંગુલ પ્રમાણ કથન છે તે પરથી મુખવસ્ત્રિકા જાણવી. ( આ નામ તે હાથમાં રાખવામાં આવતી તે પરથી પડયું લાગે છે. )

૨. **ઉત્તરાસંગ ઇર્યાપથિકી અવસરે શ્રાવકથી ન રાખી શકાય તેનું શું કારણ ?**

આનો ઉત્તર એ છે કે વિનયની પ્રતિપત્તિ—સાચવણ માટે ઉત્તરાસંગ છે. ઇર્યાપથિકી તો પ્રાયશ્ચિત્ત—આદાન રૂપ છે તેમાં ઉત્તરાસંગ હોય નહિ. અતિ હમુખ રીતિથી પ્રાયશ્ચિત્ત પાળવાનું છે. તેથી ઇર્યાપથિકી પ્રતિક્રમણ અવસરે ઉત્તરાસંગની પ્રવૃત્તિ નથી રખાતી. [ ૨૬ મો પ્રશ્નોત્તર ]

૩. જો શ્રાવકે સામાયિક આદિ કર્યું છે તે સાધુવંદનાર્થે જાય કે નહિ ? —આનો ઉત્તર એ છે કે ઇર્યા આદિ સમિતિ વડે યતિની પેઠે જો જાય તો તે ગમન યુક્તજ છે. અન્યથા નહિ. આ સવિસ્તર હરિભદ્રસૂરિએ આવશ્યક બૃહદ્ વૃત્તિમાં કહ્યું છે ત્યાંથી જાણવું. [ ૪૬ મો પ્રશ્નોત્તર ]

## ૧૦૨.
## સામાયિકનું માહાત્મ્ય-ફલ.

સામાયિક મોક્ષાંગ છે, અને તે કઇ રીતે તે કહી ગયા છીએ. મોક્ષાંગ કહેવાથી સામાયિકનું સૌથી વધારે માહાત્મ્ય બતાવાય છે, એટલે તે કરતાં વધારે ફલ કહેવાની જરૂર ન રહે, છતાં શાસ્ત્રકારોએ તેનું પ્રમાણ બીજી રીતે કરેલ છે તે કહીએ.

दिवसे दिवसे लक्खं, देइ सुवन्नस्स खंडियं एगो ।
एगो पुण सामाइयं करेइ न पहुप्पए तस्स ॥

અર્થ—કોઇ દરેક દિવસે લાખ ખાંડી સુવર્ણનું-સૌનૈયાનું દાન દે, અને કોઈ એક સામાયિક કરે, પણ સામાયિક કરનારની તોલે લાખો સૌનૈયા હમેશાં દાન દેનારો આવતો નથી. આવો સામાયિકનો મહિમા છે. વળી કહ્યું છે કેઃ—

सामाइयं कुणंतो, समभावं सावओ अ घडिय दुग्गं ।
आउ सुरेसु बंधइ इति अमित्ताइ पलियाइं ॥

અર્થ—બે ઘડી સમભાવથી સામાયિક કરનાર શ્રાવક અસંખ્ય વરસોનું અનેક પલ્યોપમવાળું દેવ-આયુ બાંધે (તે જીવ તદ્ભવ મોક્ષગામી ન હોય તો)

"લખ ઓગણુસઠ બાણું કોડી, પંચ વિશ સહસ્સ નવસેં જોડી;
પંચવિંશ પલ્યોપમ ઝાઝેરૂં, તે બાંધે આયુ સુર કેરૂં.

—બાર વ્રતની પૂજા.

"બાણુવઇ કોડીઓ, લખ્ખા ગુણસઠ્ઠી સહસ પણુવીસં ।
નવસય પણુવીસાએ, સતિહા અડભાગ પલિયસ્સ ॥

—શુદ્ધ સામાયિક કરનારને આટલું ફળ કહ્યું છે કે તે ૯૨૫૯૨૫૯૨૫૯૨૫⅜ પલ્યોપમ દેવગતિનું આયુષ્ય બાંધે છે. વળી

"સામાયિકવ્રત પાળી જુગતે, તે ભવ ધનમિત્ર ગયો મુગતે;
આગમ રીતે વ્રત હું પાળું, પંચમ ગુણઠાણું અજવાળું.

—બારવ્રતની પૂજા.

અર્થ—યુક્તિપૂર્વક, ઉપયોગપૂર્વક સામાયિક કરી ધનમિત્ર (તેની આખી કથા અર્થદીપિકામાં આપેલી છે) તેજ ભવને વિષે મોક્ષ પામ્યો. હું પણ આગમરીતે મહાપુરૂષો જે પ્રકારે બોધી ગયા છે તે પ્રકારે એ વ્રત આદરૂં, અને એમ કરી દેશવિરતિરૂપ શ્રાવકને યોગ્ય પાંચમા ગુણસ્થાનકનો મહિમા વધારૂં; એટલે કે ઉત્તમ શ્રાવક પોતાના શ્રાવકપણાને દીપાવવાનોજ મનોરથ રાખે. આ સામાયિક એ દેશ ચારિત્ર છે. દેશવિરતિ શ્રાવકે પ્રતિ દિવસે સામાયિક કર્તવ્ય છે.

શ્રી કર્પૂરપ્રકર નામક ગ્રંથના શ્લોક ૪૭ અને ૪૮ કહે છે કેઃ—

सामायिकं द्विघटिकं चिरकर्मभेदि,
चंद्रावतंसकवदुच्चधियोऽत्र किंतु ।
स्पर्शेऽपि सत्यमुदकं मलिनत्वनाशि
घोरं तमो हरति वा कृत एव दीप ॥

વિશેષાર્થ—સામાયિક બે ઘડી પાળ્યું હોય તો પણ ઘણા કાલનાં સંચેલાં કર્મોને ભેદનારૂં થાય છે. કોની પેઠે ? તો કહે છે કે ચંદ્રાવતંસક રાજાની પેઠે, અર્થાત્ બે ઘડીવાર પાળેલું સામાયિક અનેક કર્મોનો નાશ કરે છે, તો ઝાઝીવાર પાળવાથી એ સામાયિકમાં ઉંચી બુદ્ધિવાલાને કર્મનો નાશ થાય તેમાં તો શું આશ્ચર્ય ? તે વાત સત્ય છે. અહીં દૃષ્ટાંત કહે છે, જેમકે જલ, સ્પર્શ કરવાથી મલીનપણાને નાશ કરનારૂં થાય છે અને દીવો, કરાતાંજ ઘણા કાલના ભયંકર અંધકારનું તે હરણ કરે છે.

सामायिकं समतयारिसुहृत्सु सिध्यै,
प्रद्योतमुक्तिकृदुदायिनराजवत्स्यात् ।
सच्चंदनांशुकमिवास्फुटकुष्ठभाजः
तत्कुर्वतः कपटतो बहिरंगशुध्यै ॥

વિશેષાર્થ—શત્રુમિત્રોને વિષે સમભાવરૂપ સામાયિક કર્યું હોય તો સિદ્ધિને માટે હોય. કોની પેઠે ? તો કહે છે કે ચંડપ્રદ્યોત રાજાને બંધનથી મૂકનાર એવા ઉદાયિન રાજાની પેઠે, અને કપટથી સામાયિક કરનારને બાહેરના અંગની શુદ્ધિને માટે થાય છે. ત્યાં દૃષ્ટાંત કહે છે કે જેમ જે પ્રાણીને

કોઢનો રોગ બહાર દેખાણો નથી તે પ્રાણીને સારૂં ચંદન ચોપડવું તેજ વસ્ત્ર લાગે, તેમ તે સામાયિક બહારના દોષોને મટાડે છે, માટે તેવું સામાયિક સર્વ ભવ્ય જીવે જરૂર કરવું.

વળી સામાયિક એ સમતાનો પ્રવાહ છે-સમતાનો સમુદ્ર છે, તેથી તેમાં રહેવાથી શ્રાવક સાધુ થઈ શકે છે. કહ્યું છે કેઃ—

सामाइअंमि उ कए, समणो इव सावओ हवइ जम्हा ।
एएण कारणेणं, बहुसो सामाइयं कुज्जा ॥

અર્થ—સામાયિક કર્યે છતે શ્રાવક સાધુ જેવો થાય છે, અને તેટલા માટે બહુવાર સામાયિક કરવું. (જુઓ સામાયિક પારવાનું સૂત્ર.)

આ વાત સત્ય છે, કારણ કે સાધુમાં ક્ષમા, વૈરાગ્યવૃત્તિ, ઉદાસીનતા, સ્ત્રી-પુત્ર-દેહ વગેરે પરના મમત્વનો ત્યાગ, બ્રહ્મચર્ય આદિ જે મહાન ગુણો હોવા જોઇએ તેની છાયા સામાયિક કરતી વખતે શ્રાવકને પણ આવે છે.

આવશ્યક ચૂર્ણિમાં પણ કહ્યું છે કેઃ—

यदा सव्व सामाइअं काउमसत्तो तदा देससामाइअंपि ताव बहुसो कुज्जा । तथा जत्थ वा वीसमइ अच्छइ वा निव्वावारो सव्वत्थ सामाइअं करेइ ।

—જ્યારે સર્વથી સામાયિક કરવાને અશક્ત હોઇએ ત્યારે દેશથી સામાયિક પણ ઘણીવાર કરવું જોઇએ. તથા જ્યાં વિસામો હોય છે-એટલે કે અવકાશ મળે છે, યા નિર્વ્યાપારપણું-કાંઈ કાર્ય કરવાપણું ન હોય ત્યાં સર્વથા-અવશ્ય સામાયિક કરવું ઘટે.

કારણ કે—

जीवो पमायबहुलो बहुसोवि अ बहुविहेसु अत्थेसु ।
एएण कारणेणं बहुसो सामाइअं कुज्जा ॥

—બહુ વિધ એટલે ઘણા પ્રકારના અર્થ એટલે પદાર્થોમાં બહુશઃ-ઘણીવાર બહુ પ્રમાદવાળો જીવ છે, એ કારણથી ઘણીવાર સામાયિક કરવી જોઇએ.

તપ કરતાં સમતાવાળી સામાયિક શ્રેષ્ઠ છે તે માટે જુઓઃ-

तिव्वतवं तवमाणो, जं नवि निठ्ठवइ जम्म कोडीहिं ॥
तं समभाविअचित्तो, खवेइ कम्मं खणद्धेण ॥

અર્થ—કરોડ જન્મો તીવ્ર તપ તપતાં પણ જે કર્મ ક્ષીણ થતાં નથી, તે એક સમતાવાન જીવ સમતાથી સામાયિક કરી અર્ધ ક્ષણમાં ક્ષીણ કરે છે. આ સામાયિકનું ઉત્કૃષ્ટ સ્વરૂપ છે, અને તે પણ અભ્યાસે કરી આવી શકે છે. વળી

जे केवि गया मोक्खं, जेवि य गच्छंति जे गमिस्संति ।
ते सव्वे सामाइअमाहप्पेणं मुणेयव्वा ॥

અર્થ—જે કોઇ મોક્ષે પધાર્યાં, પધારશે, અથવા પધારે છે તે સર્વે સામાયિકના માહાત્મ્યથી-પ્રભાવથીજ, એમ જાણવું.

સામાયિક કરવાથી સાવદ્ય વ્યાપારનો ત્યાગ થાય છે. સામાયિક એ ભાવસ્તવ છે તે પ્રાપ્ત થવાથી પૂજા આદિ દ્રવ્યસ્તવ કરવાનો અધિકાર—યોગ્યતા નથી.

સામાયિક ઉદય આવવું મહા દુર્લભ છે, તેથી દેવતા પણ પોતાના હૃદયમાં સામાયિકની સામગ્રી મેળવવા વાંછે છે કે 'એક મુહૂર્ત માત્ર સામાયિક કરવાનું મને ઉદયમાં આવે તો મારૂં દેવપણું સફલ થઇ જાય !' આ માટે શ્રાવકે પણ શુદ્ધ સામાયિક કરવું.

ફલનો વિશેષ વિસ્તાર શ્રી વીરભગવાનને 'सामाइएणं भंते जीवे किं जणइ' એટલે સામાયિક કરનારો જીવ શું ઉપાર્જન કરે છે? એ પ્રશ્ન પૂછવામાં આવતાં ઉત્તરમાં ભગવાને કહેલાં ઉત્તમ ફલ શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ૨૯ મા અધ્યયનમાં જણાવેલ છે તે (ઉપર પૃ. ૯૬) મૂકવામાં આવેલ છે. વિશેષમાં

न हूयेत तप्येत न, दीयेत वा न किंचन ।
अहो ! अमूल्यक्रीतेयं साम्यमात्रेण निवृतिः ॥

હોમ ન કરીએ, તપ ન કરીએ, કંઇ પણ દાન ન આપીએ, (છતાં) અહો ! સામ્ય માત્રથી વિના મૂલ્યે નિવૃત્તિ એટલે મોક્ષ ખરીદાય છે.

તથા

किं तिव्वेण तवेणं, किं च जवेणं किं च चरित्तेणं ।
समयाइ विण मुक्खो, न हु हुओ कहवि न हु होइ ॥

—શ્રી ભગવતી અંગ.

અર્થ—ગમે તેવો તીવ્ર તપ તપે, જપ કરે, અને દ્રવ્ય ચારિત્રનું ગ્રહણ કરે, પરંતુ સમતા વિના-સામાયિક (ઉત્કૃષ્ટ ભાવનું) વિના મોક્ષ કોઇનો થયો નથી, થતો નથી, થશે નહિ.

આવું સામાયિકનું માહાત્મ્ય છે; વસ્તુતઃ સામાયિક મોક્ષાંગ છે, તો સામાયિક સદ્‌ભાવપૂર્વક થાય તો બહુ લાભ થાય; માટે આત્મહિતના શોધકે-ઇચ્છાવાળાએ સામાયિક કરવાનો સદૈવ ભાવ રાખવો. સદ્‌ભાવપૂર્વક સામાયિક કરતાં ઘણા જીવો તરી ગયાના દાખલા છે, તે **'અર્થ**દીપિકા' 'ઉપદેશપ્રાસાદ' વગેરે વાંચવાથી સમજાશે, અને આપણે પણ સામાયિકથી તરીશું.

તેથી છેવટે આપણા પૂર્વ મહાન્ પ્રભાવક પુરૂષોના શબ્દો 'जाहे खणिउ ताहे, सामाइअं करेइ' એટલે જ્યારે વખત મળે ત્યારે સામાયિક કરી એ શબ્દો કહીશું.

## ૧૦૨.
## સૂત્રપાઠ અને વિધિ સાથે અર્થજ્ઞાન.*

હવે સામાયિકમાં બોલાતાં સૂત્રો તે સંબંધીની વિધિ સહિત **'સામાયિક-સૂત્ર'**માં આપીએ છીએ તે પહેલાં સૂત્ર કેવું હોવું જોઇએ, તે સંબંધી શું ધ્યાનમાં રાખવું જોઇએ તે કહીશું.

કેટલાક ભાઇઓ યા બ્હેનો સૂત્ર કંઠસ્થ કરી લે છે; અને ક્રિયા કરતી વખતે પોપટ માફ્ક પાઠ બોલી જાય છે, પરંતુ તે મૂલ સૂત્રોના અર્થથી અજ્ઞાત હોવાથી; અર્થ ભાવાર્થ અને મતલબને જાણનારા જેટલો

* શ્રી પંચ પ્રતિક્રમણ મૂલ અત્રમ્-પ્ર૦ શ્રી જૈન નવ યુવક મિત્રમંડળ-લોહાવટ મારવાડની પ્રસ્તાવનામાંથી.

લાભ લઈ શકે તેટલો તેઓ લાભ લઇ શકતા નથી. શાસ્ત્રકારોએ ફરમાવ્યું છે કેઃ—

पदं—(દરેક) પદ.
सिक्खितं—સારી રીતે શીખેલું જોઇએ.
ठितं—વાચનાદિ સ્વાધ્યાયથી ઠીક સ્થિર કરેલું જોઇએ.
जितं—સારણા વારણા ધારણાથી અસ્ખલિત હોય.
मितं—પદ અક્ષર બરાબર માપેલ-યાદ રાખેલ હોય.
परिजितं—ક્રમોત્ક્રમ યાદ રાખેલું હોય.
नामसम—શીખેલા જ્ઞાનને સ્વનામ પેઠે યાદ રાખેલું હોય.
घोससम—ઉદાત્ત અનુદાત્ત સ્વર વ્યંજન સંયુક્ત યાદ રાખેલું હોય.
अहिण अक्खरं—અક્ષરાદિ હીનતા રહિત " "
अणाच्च अक्खरं—અક્ષર માત્રાદિના અધિકપણા રહિત " "
अबद्ध अक्खरं—ઉલટ પાલટ અક્ષર રહિત યાદ રાખેલું હોય.
अक्खलियं—અસ્ખલિતપણે બોલવા રૂપે " "
अमिलिय अक्खरं—અનમીલન એટલે વિરામાદિ સંયુક્ત બોલવા રૂપે યાદ રાખેલું હોય.
अवच्चामेलियं—પુનરૂક્તિ આદિ રહિત બોલવા રૂપે " "
पडिपुन्नं—અષ્ટ સ્થાનોચ્ચારણ સંયુક્ત " "
कंठोट्ठ विप्पगुक्क—બાલકની માફક અસ્પષ્ટતા ન બોલે.
गुरुवायणोवगयं—ગુરૂ મુખથી વાચના લીધી હોય તે માફક બોલવું.
सेणं तत्थ वायणाए—સૂત્રાર્થની વાચના એટલે બોલવું યાદ રાખ્યું હોય,
पुच्छणाए—શંકા થતાં શબ્દાર્થાદિ પૂછવું.
परिअट्ठणाए—શીખેલા જ્ઞાનની પુનઃ પુનઃ આવૃત્તિ કરવી.
धम्मकहाए—ઉચ્ચ સ્વરથી ધર્મકથા કહેવી.
नो अणुप्पेहाए—ઉપર બતાવેલી શુદ્ધતા સાથે મૂલ સૂત્રનું ઉચ્ચા-

રણ કરતાં છતાં પણ, ભાવાર્થને નહિ જાણનારાથી સર્વ ક્રિયાઓને 'अणोवग दव्वो'–ઉપયોગ રહિત દ્રવ્ય ક્રિયા જણાવેલી છે.

—શ્રી અનુયોગદ્વાર સૂત્ર.

આ પરમ વ્યાખ્યાપર પાઠકોએ અવશ્ય ધ્યાન દેવું જોઇએ કે આટલી શુદ્ધતાપૂર્વક શબ્દોચ્ચારણ કરતા છતાં પણ ઉપયોગ રહિતની સર્વ ક્રિયાઓને દ્રવ્યક્રિયા કહી છે. માટે ક્રિયા થોડી ભલે હોય પણ ઉપયોગ સહિત તે થવી જોઇએ અને તેજ તે ફલદાયક થાય છે.

સામાયિક—પ્રતિક્રમણ કરનારા મહાનુભાવોએ મૂલ પાઠની સાથે જ તેના ભાવાર્થને પણ કંઠસ્થ કરવો જરૂરી છે. કહ્યું છે કે 'उवओग भावो'–ઉપયોગ તેજ ભાવક્રિયા કર્મનિર્જરાનો હેતુ છે.

સામાયિક પ્રતિક્રમણ એ કંઇ સામાન્ય ક્રિયા નથી, કિન્તુ ધર્મ જિજ્ઞાસુઓને માટે પરમાવશ્યક ક્રિયા છે. જેમ હિન્દુ ભાઇઓને સન્ધ્યા, મુસલમાનને નિમાજ અવશ્યક્રિયા છે, તેજ પ્રમાણે જૈન ભાઇઓને સામાયિક–પ્રતિક્રમણ એક અવશ્યક્રિયા છે.

સામાયિક એ સામાયિક સૂત્રના નામથી બોલાય છે, તેમાં 'સૂત્ર'નો અર્થ શ્રી હેમચંદ્રાચાર્ય નીચે પ્રમાણે ઉધ્ધૃત કરે છેઃ--

" अल्पाक्षरमसंदिग्धं सारवद् विश्वतो मुखम् ।
अस्तोभमनवद्यं च सूत्रं सूत्रविदो विदुः " ॥ १ ॥

અર્થ—થોડા અક્ષરવાળું, સંદેહ વગરનું, સારવાળું, સર્વત્ર પ્રકાશક, અધિકતા વર્જિત, અને શાસ્ત્રીય દૂષણ રહિત એવું સૂત્ર હોવું જોઇએ, એમ સૂત્રને જાણવાવાલા વિદ્વાનો કહે છે."–કહેવાની જરૂર નથી કે સામાયિક સૂત્રમય ક્રિયા છે. અને તેમાં સૂત્રનું લક્ષણ યોગ્ય રીતે ઘટે છે.



अर्हम्

" सकल द्वादशाङ्गोपनिषद्भूत सामायिकसूत्रवत् "

—શ્રીમદ્ યશોવિજય-તત્ત્વાર્થ ટીકા ૧-૧

અર્થાત્-સામાયિક સૂત્ર સકલ દ્વાદશાંગોપનિષદ્ છે.

# સામાયિક-સૂત્ર.



१

सामायिकं सुदुःसाधमप्यभ्यासेन साध्यते।
निम्नीकरोति वार्बिन्दुः किं नाश्मानं मुहुःपतन् ॥

–દુઃસાધ્ય છતાં–અતિશયથી સાધ્ય કરવા માટે અશક્ય છતાં, સામાયિક અભ્યાસથી–નિત્યપ્રવૃત્તિથી સાધ્ય થાય છે (કેવી રીતે? તો દૃષ્ટાંત કહે છે કે) જલબિંદુ વારંવાર પડયાંજ કરવાથી પત્થર શું નીચો થતો નથી? (થાય છે તેવી રીતે અભ્યાસ કર્મોમાં કૌશલ પ્રાપ્ત કરાવે છે અને તેથી સામાયિક પણ સાધ્ય થાય છે.)

સા. ધ.

૨

वैयग्रं त्रिविधं त्यक्त्वा त्यक्त्वारम्भपरिग्रहम्।
स्नानादिना विशुद्धाङ्गशुध्ध्या सामायिकं भजेत् ॥

–ત્રણ પ્રકારની (મન વચન કાયાની) વ્યગ્રતા તજીને એટલે મનવચન કાયની સ્થિરતા કરીને, આરંભ પરિગ્રહ તજીને, તથા સ્નાન આદિથી વિશુદ્ધ અંગશુદ્ધિથી સામાયિક કરવું ઘટે. શ્રા.

૩

जे केवि गया मोक्खं जे विय गच्छंति जे गमिस्संति।
ते सव्वे सामाइय माहप्पेणं मुणेयव्वा ॥

–જે કોઈ મોક્ષે ગયા, જે વળી જાય છે અને જે મોક્ષે જશે તે સર્વે સામાયિકના (નિશ્ચય સામાયિકના) માહાત્મ્યથી–પ્રભાવથી જાણવા.

ॐ श्री अर्हम्.

# સામાયિક-સૂત્ર.

## ૧.

## મંગલાચરણ.

अर्हंतो भगवंत इन्द्रमहिताः सिद्धाश्च सिद्धिस्थिताः
आचार्या जिनशासनोन्नतिकराः पूज्या उपाध्यायकाः।
श्री सिद्धान्तसुपाठका मुनिवरा रत्नत्रयाराधकाः
पंचैते परमेष्ठिनः प्रतिदिनं कुर्वन्तु वो मंगलम् ॥

અર્થ—ભગવાન અને ઇંદ્રોથી પૂજાયેલા શ્રી અરિહંતો, સિદ્ધિમાં રહેલા શ્રી સિધ્ધો, જિનદર્શનની ઉન્નતિ કરનાર શ્રી આચાર્યો, પૂજવા યોગ્ય શ્રી ઉપાધ્યાયો, અને રત્નત્રય ( સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર ) ના આરાધક તથા શ્રી સિદ્ધાંતોને સારી રીતે ભણેલા શ્રી મુનિવરો-સાધુઓ-એ પાંચે પરમેષ્ટી અમારૂં હમેશાં મંગળ કરો!

## ૨.

## પ્રથમ વિધિ.

(૧) સદ્‌ગુરૂ પાસે, અતિ દૂર નહિ તેમ બહુ પાસે નહિ એમ બેસવું.

(૨) સદ્‌ગુરૂ ન હોય તો તેમની સ્થાપના કરવી. આ સંબંધી સ્થાપનાચાર્ય વિષે 'સામાયિક-વિચાર' માં જે કહેવાયું છે તે લક્ષમાં રાખવાનું છે.

(૩) બેસવા પહેલાં બેસવાની ભૂમિ-જગ્યા જયણાથી પુંજી પ્રમાર્જી બેસવું.

(૪) ચરવલો પાસે રાખી, ડાબા હાથમાં મુહપત્તી રાખી જમણો હાથ સદ્‌ગુરૂ અથવા સ્થાપનાચાર્ય સંમુખ ધરી, નીચેના પવિત્ર મંત્ર **નવકારનું** શુદ્ધ ભાવે, ઉપયોગપૂર્વક સ્મરણ કરવું.

## ૩.
## આ વિધિમાં રહેલ રહસ્ય.

(અ) જમણો હાથ સદ્‌ગુરૂ સંમુખ ધરવો એ વિનયનું કારણ છે. અથવા,

(બ) એ એમ સૂચવે છે કે હે! કૃપાળુ! હું સામાયિકનો લાભ લેવા ઉત્સુક થઇ આપ પાસે આ જમણો હાથ આવી યાચના કરતો ધરૂં છું, તો હે! સમતાસાગર! જેને સામાયિકનો લાભ થયો છે એવા સદ્‌ગુરૂ! આપ મને એ પવિત્ર લાભ આપો, અથવા આપની કૃપાએ આપના આલંબનથી મને પણ એ પવિત્ર લાભ મળો.

(ક) સ્થાપનાચાર્ય ગુરૂના અભાવે કરવાની જરૂર છે, તે આપણે સમજી ગયા છીએ. તે કરતી વખત ગુરૂની ભાવના અવશ્ય જોઇએ. આ ભાવના બતાવવા માટે જે વસ્તુમાં ગુરૂની સ્થાપના કરીએ તેમાં પ્રાણપ્રતિષ્ઠા કરવાની છે, અને તે જમણા હાથથી બતાવી શકાય છે. પ્રાણપ્રતિષ્ઠા કરવાથી જે પુસ્તક નોકારવાળી આદિ ચીજમાં ગુરૂની સ્થાપના કરવામાં આવે છે તે ચીજ અચેતન હોય છે, છતાં તેમાં ચેતનના ભાવી એવી ભાવના ભાવવાની છે કે 'ગુરૂ સાક્ષાત્ મારી પાસે ચેતનવાળા બિરાજેલા છે અને તેમની સન્મુખ હું બેસી સામાયિકની ધર્મક્રિયા કરૂં છું.' આ ભાવના કરી શકાય છે. કોઇપણ વસ્તુને જેવું આપણું મન હોય તેવી દેખી શકીએ છીએ. તેથી કહ્યું છે કે 'यादृशी दृष्टिः तादृशी सृष्टिः'–દૃષ્ટિમાં ક્રોધ હોય તો બીજાને શત્રુરૂપે જોવાય છે, અને એક સ્ત્રીને આપણે બહેન, પત્ની, મા વગેરે અનેક દૃષ્ટિથી જોઇ શકીએ છીએ.

(ડ) જમણો હાથ કે જે સ્થાપના સ્થાપવા રખાય છે તે અભય-મુદ્રા છે. આ મુદ્રાથી એવું સૂચિત થાય છે કે આપ ગુરૂ

અભયના સ્થાન છો, આ સ્થલ અભય સ્થાન છે, અને આ સામાયિક ક્રિયા પણ અભયરૂપ અને અભયને આપનાર છે.

(૪) અથવા, જમણો હાથ એમ ધરવાથી સદ્‌ગુરૂની સ્તુતિ પણ થાય છે, એટલે હાથ લાંબો કરીને એમ સુચવાય છે કે અહો ! ધન્ય મહાગુરૂ ! આપ ધન્ય છો. વળી જ્ઞાનીઓએ જોએલું એવું યોગના લાભનું પણ એમાં કારણ સંભવે છે.

વગેરે રહસ્ય એમાં હોવાથી જમણો હાથ સુગુરૂ સન્મુખ ધરી નીચેનો મહામંગલરૂપ **નવકારમંત્ર** સ્મરવો.

દરેક શુભ ક્રિયામાં પ્રથમ મંગલ આવવું જોઇએ, તેથી સામાયિક એ પવિત્ર ધર્મક્રિયામાં આ મહામંગલરૂપ નવકાર પહેલાં કહેલ છે.

## ૪.

## નવકાર ( નમસ્કાર ) સૂત્ર.

**નમો અરિહંતાણં,**
**નમો સિદ્ધાણં,**
**નમો આયરિયાણં,**
**નમો ઉવજ્ઝાયાણં,**
**નમો લોએ સવ્વ સાહૂણં.**
***એસો પંચ નમુક્કારો, સવ્વ પાવપ્પણાસણો ।**
**મંગલાણં ચ સવ્વેસિં, પઢમં ×હવઇ મંગલં ॥**

---

* આ અનુષ્ટુપ્ છંદમાં—શ્લોકમાં છે.

× કેટલાક ' હવઇ ' ને બદલે ' હોઈ ' કહી બત્રીશ અક્ષર માને છે, અને શ્લોકમાં પણ બધા મળી બત્રીશ અક્ષર આવે છે. અને અર્થમાં કાંઇ ફેર નથી. પરંતુ મૂળ એના તેત્રીસ અક્ષર છે. આનું પ્રમાણ શ્રી **મહાનિશીથ** સિધ્ધાંતમાં આપેલ છે અને **પ્રવચનસારો** દ્ધારની ૭૯ મી ગાથામાં કહ્યું છે કે.

જો કે ' હવઇ ' ને બદલે ' હોઈ એ શબ્દ મૂકવાથી અર્થમાં ફેર થતો નથી, તો પણ ' હવઈ ' કહેવાનું પ્રમાણ એ છે **નમસ્કારાવલિકા** ગ્રંથમાં કહ્યું

## ૫.
## સંસ્કૃત છાયા.

नमोऽर्हद्भ्यः । नमः सिद्धेभ्यः । नम आचार्येभ्यः । नम उपाध्यायेभ्यः । नमो लोके सर्वसाधुभ्यः ॥

एष पंचनमस्कारः । सर्वपापप्रणाशनः ।
मंगलानां च सर्वेषां । प्रथमं भवति मंगलम् ॥

## ૬.
## અર્થપાઠ.

નમસ્કાર હો અરિહંતોને, નમસ્કાર હો સિદ્ધોને, નમસ્કાર હો આચાર્યોને, નમસ્કાર હો ઉપાધ્યાયોને, નમસ્કાર હો લોકમાં રહેલા સર્વ સાધુઓને.

આ પાંચેને કરેલો નમસ્કાર સર્વ પાપનો સર્વથા નાશ કરનાર છે; અને તે સર્વ મંગલોમાં પહેલું મંગલ છે.

## ૭.
## વિવેચનપાઠ.

આ નમસ્કાર પંચપરમેષ્ઠીને છે, તેથી તે પંચપરમેષ્ઠી નમસ્કાર અથવા પંચપરમેષ્ઠીસ્તવઃ એમ કહેવાય છે. આ સર્વ ( લૌકિક અને લોકોત્તર ) શ્રી જિનશાસનનો સાર, ચૌદ પૂર્વનો ઉદ્ધાર, અને મહામંત્રરૂપ છે, અને માંગલિકનું મૂળ, તેનં કારણ જેને નમસ્કાર કરવામાં આવે છે તે પંચપરમેષ્ઠીમાં રહેલા પ્રભાવને લઇને છે. તો પહેલાં પંચપરમેષ્ઠી એટલે શું, અને તેનું દરેકનું સ્વરૂપ શું છે તે જોઇએ.

પરમેષ્ઠી—એટલે જે પરમ=ઉત્કૃષ્ટ+ઇષ્ટી=ઇષ્ટતાવાળા—આપનાર.

---

છે કે કોઇ કાર્યવિશેષ ઉપજે ત્યારે ચૂલિકાનું ધ્યાન કરવું. આ ધ્યાન વખતે બત્રીશ દલનું કમલ રચી એકેકો અક્ષર એકેકી પાંખડીએ સ્થાપવો, આવી રીતે બત્રીશ અક્ષર બત્રીશ પાંખડીપર સ્થાપતાં બાકી રહેલો તેત્રીશમો અક્ષર મધ્યે રહેલી કર્ણિકાપર સ્થાપી ધ્યાન કરવું.

નમસ્કાર એટલે નમવું તે આ બે પ્રકારે છે. દ્રવ્યથી અને ભાવથી. દ્રવ્યથી એટલે વ્યવહારથી એટલે કે બે હાથ, બે પગ અને મસ્તક એમ પાંચ અંગવડે સુપ્રણિધાન-સારી રીતે પ્રણામ કરવા રૂપ; અને ભાવથી એટલે પરમાર્થથી એટલે કે વિશુદ્ધ, નિર્મળ મનથી. આ બંને પ્રકારે પરમેષ્ટીને નમસ્કાર કરવાનો છે. પરમેષ્ટી પાંચ છે. ૧ અરિહંત, ૨ સિદ્ધ, ૩ આચાર્ય, ૪ ઉપાધ્યાય, ૫ સાધુ. આ દરેકનું સ્વરૂપ જોઇએ.

## ૮.

## ૧ અરિહંત—શબ્દાર્થ.

અરિહંત ત્રણ પાઠે લખાય છે. ૧ અરહંત ૨ અરિહંત અને ૩ અરૂહંત.

૧. (૧) અરહંત (અર્હત્-જે યોગ્ય છે. અર્હ્=યોગ્ય થવું એ ધાતુપરથી) એટલે જે પૂજાને-આઠ મહાપ્રાતિહાર્યરૂપ પૂજાને યોગ્ય છે તે. શ્રી ભદ્રબાહુની નિર્યુક્તિમાં કહ્યું છે કેઃ-જુઓ ચેઇયિ વંદણ મહાભાસ ગાથા ૨૭૯.

अरहंति वंदणनमंसणाणि अरहंति पूयसक्कारं ।

सिद्धिगमणं च, अरिहा, अरहंता तेण वुच्चंति ॥

અર્થ—જે વંદન, નમસ્કારાદિને યોગ્ય છે, જે પૂજા સત્કાર કરવા યોગ્ય છે અને જે સિદ્ધિ પામવા યોગ્ય છે તેને અરહંત કહે છે.

ઉત્તમ ગુણથી સંપન્ન એવા અર્હ એટલે યોગ્ય તેમાં અંતરૂપ એટલે જેનાથી ત્રિભુવનમાં કોઈ ઉત્તમ નથી એવા.

(૨) અરહંત—( અરજઃ-રજોહનનાત્-રજ હણવાથી રજવગરના) એટલે ચાર આત્મગુણઘાતી કર્મરૂપી રજને હણનાર.

(૩) ( અરહસ્યઃ—જેને રહસ્ય નથી તે ) એટલે પોતાને કેવલ જ્ઞાન-દર્શન પ્રાપ્ત થયેલ હોવાથી જેને કંઇ પણ છાનું નથી તે.

(૪) ( અ=નથી+રહ=એકાંતપ્રદેશ+અંત=મધ્ય ભાગ. જેને એકાંત પ્રદેશ કે મધ્ય ભાગ નથી ) એટલે જેને કંઇ પણ વસ્તુ છાની નથી તે.

(૫) (અ=નથી+રહ=રથરૂપી પરિગ્રહ+અંત=વિનાશ-વિનાશ કરનાર એવા જરા-ઘડપણ આદિ) એટલે જેને પરિગ્રહ કે જરા આદિ નથી તે.

(૬) (અરહયતુ-રહૂ=છાંડવું, જેણે છોડયો નથી) એટલે જેણે સ્વભાવ છોડયો નથી તે.

૨ અરિહંત. (અરિહંતા-અરિ=શત્રુ+હંતા=હણનાર) એટલે આઠ કર્મરૂપ શત્રુને હણનારા.

૩ અરૂહંત (અરૂહત-રૂહ=ઉગવું-ઉપજવું-જેને ઉગવું કે ઉપજવું નથી તે) એટલે જેને કર્મો ક્ષીણ થઈ જવાથી બીજો ભવ લેવાનો નથી તે.

## ૯.

## અરિહંતના ૧૨ ગુણ.

શ્રી અરિહંત પ્રભુના બાર ગુણ છે, તેમાંના આઠ પ્રાતિહાર્ય કહેવાય છે અને ચાર અતિશય કહેવાય છે.

પ્રાતિહાર્ય એટલે જે પ્રતિહારી (દરવાજાના રખેવાલ) તરીકે પ્રભુ પાસે રહે છે તે. તે આઠ નીચે પ્રમાણે છેઃ—

अशोकवृक्षं सुरपुष्पवृष्टिः दिव्यध्वनिश्चामरमासनं च ।
भामंडलं दुंदुभिरातपत्रं सत्प्रातिहार्याणि जिनेश्वराणां ॥

શિખરિણી.

अशोकाख्यं वृक्षं सुरविरचितं पुष्पनिकरं
ध्वनि दिव्यं श्रव्यं रुचिरचमरावासनवरम् ।
वपुर्भासं भारं समधुररवं दुंदुभिमथ
प्रभोः प्रेक्ष्यच्छत्रत्रयमघि मनः कस्य न मुदे ? ॥

અર્થ—૧. અશોકવૃક્ષ, ૨. દેવોએ રચેલો પુષ્પનો સમૂહ, ૩. શ્રવણ કરવા યોગ્ય ધ્વનિ, ૪. મનોહર ચામરયુગલ, ૫. ઉત્તમ આસન, ૬. ભામંડલ, ૭. મધુર અવાજ કરનાર દુંદુભિ વાજીંત્ર અને ૮. ત્રણ છત્ર. આવી રીતે પ્રભુના અષ્ટ પ્રાતિહાર્યને જોઇ કોના મનમાં હર્ષ ન થાય ?

અતિશય એટલે ઉત્કૃષ્ટતા. આ મૂલ ચાર છે.

૧. અપાયાપગમ અતિશય–(અપાય=ઉપદ્રવ અને અપગમ=નાશ) આ બે પ્રકારના છે:—સ્વાશ્રયી અને પરાશ્રયી.

અ–સ્વાશ્રયી–એટલે પોતાના સંબંધમાં અપાય એટલે ઉપદ્રવનો–

દ્રવ્યથી અને ભાવથી નાશ કર્યો છે તે.

દ્રવ્ય ઉપદ્રવ–સર્વ રોગો.

ભાવ ઉપદ્રવ–અંતરંગ એવાં અઢાર દૂષણ:—

अंतराया दानलाभवीर्यभोगोपभोगगाः ।
हासो रत्यरति भीति, जुगुप्सा शोक एव च ॥
कामो मिथ्यात्वमज्ञानं निद्रा चाविरतिस्तथा ।
रागद्वेषौ च तौ दोषौ तेषामष्टादशाप्यमी ॥

(૧) દાનાંતરાય. (૨) લાભાંતરાય. (૩) વીર્યાંતરાય (૪) ભોગાંતરાય. (૫) ઉપભોગાંતરાય. (૬) હાસ્ય. (૭) રતિ. (૮) અરતિ. (૯) ભય. (૧૦) શોક. (૧૧) જુગુપ્સા=નિંદા. (૧૨) કામ. (૧૩) મિથ્યાત્વ. (૧૪) અજ્ઞાન. (૧૫) નિદ્રા. (૧૬) અવિરતિ. (૧૭) રાગ. (૧૮) દ્વેષ. આ રીતે સ્વાશ્રયી અપાયાપગમ અતિશય.

બ. પરાશ્રયી અપાયાપગમ અતિશય—કે જેથી પારકાના ઉપદ્રવ નાશ પામે; એટલે જ્યાં ભગવાન્ વિચરે ત્યાં દરેક દિશાના મલીને સવાસો યોજન સુધીમાં પ્રાયઃ રોગ, મરકી, વૈર, અતિવૃષ્ટિ, દુકાળ, વગેરે થાય નહિ.

૨. જ્ઞાન અતિશય—જેનાથી ભગવાન્ લોકાલોકનું સ્વરૂપ સર્વ પ્રકારે જાણે છે તે, કારણકે તેમને કેવલજ્ઞાન છે તેથી કાંઈ પણ તેમને જાણ બહાર રહી શકતું નથી.

૩. પૂજા અતિશય—જેનાથી શ્રી તીર્થંકર સર્વ પૂજ્ય છે, એટલે ભગવંતની પૂજા રાજા, બલદેવાદિ, દેવતા–ઈંદ્ર આદિ કરે છે, અગર કરવાની અભિલાષા રાખે છે તે.

૪. વચન અતિશય—જેનાથી શ્રીતીર્થંકરની વાણી દેવ, મનુષ્ય, અને તિર્યંચને પોતપોતાની ભાષામાં સમજાય છે તે, કારણ કે તેમની

વાણી સંસ્કારાદિક ગુણવાળી છે. આ વાણી ૩૫ ગુણે સહિત છે, તે ગુણો મારા 'શ્રી જિનદેવદર્શન' વગેરે પુસ્તકમાંથી જોઈ લેવા.

આવી રીતે આઠ પ્રાતિહાર્ય અને ચાર અતિશય મળી બાર શ્રી અરિહંત ભગવાનના ગુણ થયા. હવે સિદ્ધ ભગવાન વિષે બોલીશું.

## ૧૦—૧૧.

## ૨. સિદ્ધનું સ્વરૂપ. આઠ ગુણ.

સિધ્-સાધવું જેણે અંતિમ સાધ્ય એવું જે મોક્ષપદ સાધ્યું છે તે સિદ્ધ. વિશેષમાં જે આઠ કર્મથી મુક્ત થઇ મોક્ષમાં બિરાજે છે, જે અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત ચારિત્ર, અનંત વીર્યાદિ અનંત ગુણોથી પૂર્ણ છે, જે અનંત જ્ઞાન અને અનંત દર્શનવડે લોકાલોકનું સ્વરૂપ જાણી અને જોઈ રહ્યા છે તે સિદ્ધદેવ છે. તેમની સ્થિતિ સાદિ અને અનંત છે. જ્યારે આઠ કર્મ ખપાવી-નાશ કરી સિદ્ધ દશા મેળવે છે, ત્યારે તેમની તે દશાની શરૂઆત થઇ, માટે તેમની સ્થિતિ સાદિ=શરૂઆતે કરી સહિત, અને મોક્ષમાંથી ચવવાનો-ફરી જન્મ લેવાનો અભાવ હોવાથી અનંત કાળ સુધી સિદ્ધના સિદ્ધ રહેવાના એટલે કે તેમની તે સ્થિતિમાં ફેરફાર અનંત કાલસુધી નહિ થવાનો હોવાથી તેમની સ્થિતિ સિદ્ધપણે અનંત છે. સિદ્ધ આઠ કર્મથી રહિત છે, અને આઠ ગુણે કરી સહિત છે. આ આઠ કર્મમાંથી એક એક ખપાવવાથી એક એક સિદ્ધનો ગુણ પ્રાપ્ત થાય છે. આનું સ્પષ્ટીકરણ નીચે પ્રમાણે છેઃ—

नाणं च दसणं चिय अव्वाबाहं तहेव सम्मत्तं ।
अखयठिइ अरूवी अगुरूलहु वीरियं हवइ ॥

## સિદ્ધના આઠ ગુણો.

| કર્મ | તે કર્મ જવાથી મળતા સિદ્ધના ગુણ. |
|---|---|
| ૧. જ્ઞાનાવરણીય. (આવરણ= ઢાંકણ; એટલે જ્ઞાનને ઢાંકનાર) | **કેવલ જ્ઞાન**-અનંત જ્ઞાન (આથી લોકાલોકના સ્વરૂપને સમસ્ત પ્રકારે જાણી શકાય છે.) |

| | |
|---|---|
| ૨. દર્શનાવરણીય. | કેવલ દર્શન-અનંત દર્શન (આથી લોકાલોકના ભાવ સમસ્ત પ્રકારે દેખી શકાય છે.) |
| ૩. અંતરાય. | અનંત વીર્ય-બલ. અંતરાય કર્મ જવાથી અનંતદાન-લાભ-ભોગ-ઉપભોગ-વીર્યવાળા થવાય છે. |
| ૪. મોહનીય. | અનંત ચારિત્ર-ક્ષાયક સમ્યકત્વ-નિર્મોહ થવાથી અનંતચારિત્ર ઉત્પન્ન થાય છે. |

નોટ—એકથી ચાર કર્મો ઘનઘાતી—આત્માના સત્ય સ્વરૂપના સંહારક છે.

| | |
|---|---|
| ૫. નામ. | અરૂપીપણું. નામ કર્મ હોય ત્યાં શરીર હોય, અને શરીર હોય ત્યાં રૂપ, રસ, ગંધ, સ્પર્શ, વર્ણ આદિ હોય તેથી નામ કર્મનો ક્ષય થવાથી અરૂપી ગુણ ઉત્પન્ન થાય છે. |
| ૬. ગોત્ર. | અગુરૂલઘુત્વ=ભારીપણું નહિ તેમ હલકાપણું નહિ. ગોત્ર કર્મ ક્ષય થવાથી ઉંચ નીચપણું રહેતું નથી. |
| ૭. વેદનીય. આથી સુખ દુઃખ વેદવામાં-સહવામાં આવે છે. | અવ્યાબાધ સુખ=(અ=નહિ+વ્યાબાધ=પીડા) પીડા વગરનું, નિર્વેદનીય—નિરૂપાધિક અનંત સુખ; કારણકે આ આનંદમાં સુખદુઃખ હોતું નથી. |
| ૮. આયુષ્ય. | અક્ષય સ્થિતિ. આયુષ્ય કર્મનો નાશ થવાથી સિદ્ધ થવાય છે, અને બીજો જન્મ થતો નથી, તેથી સિદ્ધની અવસ્થા સાદિ અનંત છે. |

નોટ—પાંચથી આઠ આંકડાવાળાં કર્મો અઘાતી છે, એટલે ઘનઘાતી નથી.

ઊપર કહ્યા પ્રમાણે આઠ કર્મ ક્ષય કરવાથી-ખપાવવાથી જે આઠ ગુણો પ્રાપ્ત થાય છે, તે સિદ્ધના ગુણો છે. આ કર્મ મુખ્ય રીતે આઠ

છે, અને બીજી રીતે જોતાં અનેક છે, પણ તે સઘળાંનો સમાવેશ ઉકત આઠ કર્મોમાં થાય છે; આ આઠને પરિપૂર્ણ જાણતાં અનેક કર્મોની પ્રકૃતિ, સ્થિતિ, રસ, પ્રદેશ વગેરેને યથાર્થ જાણી શકાય છે,

## ૧૨.

## પ્રસ્તાવ.

મુખ્ય રીતે દેવ અને ગુરૂ એ બે પદને નમસ્કાર કરેલ છે, જેમાંથી અરિહંત અને સિદ્ધ એ બેનો સમાવેશ દેવમાં થાય છે, અને તેનું વર્ણન તેના ગુણ વિગેરે આપી કરી ગયા. હવે ગુરૂ એટલે સંયતિનું વર્ણન કરવામાં આવે છે. સંયતિ એટલે **स्वयं आत्मानं जयति इति संयतिः** અર્થાત્ પોતાના આત્માને વશ કરે તે. અથવા યતિમાં **यम्** ધાતુ છે તેનો અર્થ કાબુમાં રાખવુ એ થાય છે, તે પરથી ભૂખ તરસ આદિ કષ્ટ સહન કરી આત્માને પોતાના કાબુમાં લાવનાર સંયતિ કહેવાય છે.

સંયતિ ત્રણ પ્રકારના છેઃ આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ. તેને અનુક્રમે લઇએ.

## ૧૩.

## ૩. આચાર્ય-શબ્દાર્થ.

૧. આ=મર્યાદાથી-તે સંબંધે વિનયથી+ચર્યતે યઃ—જેની સેવા થાય છે તે. અર્થાત્ જિનશાસનના અર્થની ઉપદેશકતાવડે તે ઉપદેશકતાની ઇચ્છા રાખનાર જીવો જેને સેવે છે તે.

૨. पंचविहं आयारं, आयरमाणा तहा पयासंता ।
आयारं दंसंता, आयरिया तेण वुच्चंति ॥

અર્થ—જે *પાંચ પ્રકારનો આચાર આચરનાર તથા પ્રકાશક-દેખાડનારા છે અને જે આચારનો ઉપદેશ આપનાર છે તેને આચાર્ય કહેવામાં આવે છે.

આમાં મુખ્ય 'આચાર' શબ્દ લેવામાં આવ્યો છે, તેનો અર્થ આ=મર્યાદાએ+ચાર=વિહાર એ થાય છે.

---

* પાંચ પ્રકારના આચાર-જ્ઞાનાચાર વગેરે માટે પંચિંદિય સૂત્ર'માં આગળ જુઓ.

૩. આ=ઇષત્–થોડું–અપરિપૂર્ણ+ચાર=શિષ્ય, તેને વિષે જે સાધુ–ભલા છે તે આચાર્ય. એટલે જે અપરિપૂર્ણ–આ યુક્ત છે કે અયુક્ત છે એવો ભેદ પાડવામાં અનિપુણ–પણ વિનયી શિષ્ય તેને યથાર્થ શાસ્ત્રાર્થ ઉપદેશક રહી કરે તે આચાર્ય.

૪. જે આદરવા ગોગ્ય–અંગિકાર કરવા ગોગ્ય વસ્તુને પોતે અંગિકાર કરે, અને બીજા પાસે કરાવે તે આચાર્ય. ( આચર્–આચરવું. )

## ૧૪.

## આચાર્યના છત્રીશ ગુણ.

૧. पडिरूवाइ चउदस, खंतीमाई य दसविहो धम्मो ।
बारस य भावणाओ, सूरिगुणा हुंति छत्तीसं ॥

પ્રતિરૂપાદિ ચૌદ ગુણ—૧ પ્રતિરૂપ, ૨ તેજસ્વી, ૩ યુગપ્રધાન (ઉત્કૃષ્ટ આગમના પારગામી અર્થાત્ સર્વ શાસ્ત્રના જાણ) ૪ મધુર વચન વાળા, ૫ ગંભીર, ૬ ધૈર્યવાન્ ૭ ઉપદેશમાં તત્પર અને રૂડા આચારવાળા, ૮ સાંભળેલું નહિ ભૂલી જનારા, ૯ સૌમ્ય, ૧૦ સંગ્રહશીલ, ૧૧ અભિગ્રહ મતિવાળા. ૧૨ વિકથા નહિ કરનાર, ૧૩ અચપળ, અને ૧૪ પ્રશાંત હૃદયવાળા.

ક્ષાંતિ આદિ દશ ધર્મ—૧ક્ષમા, ૨ આર્જવ, ૩ માર્દવ, ૪ મુક્તિ–અલોભ, ૫ તપ, ૬ સંયમ, ૭ સત્ય, ૮ શૌચ, ૯ અકિંચનત્વ, અને ૧૦ બ્રહ્મચર્ય. આ દશ પ્રકારનો યતિધર્મ.

અને બાર ભાવના—૧ અનિત્યભાવના, ૨ અશરણ, ૩ સંસાર, ૪ એકત્વ, ૫ અન્યત્વ, ૬ અશુચિ, ૭ આસ્રવ, ૮ સંવર, ૯ નિર્જર ૧૦ લોકસ્વરૂપ, ૧૧ બોધિદુર્લભ, ૧૨ ધર્મભાવના.

(૨) આ સિવાય છત્રીશ ગુણ જે કહ્યા છે. તે આ સામાયિક સૂત્રમાં કહેલા 'પંચિંદિય' સૂત્રમાં કહેલ છે. તેથી તે અને તેપર વિસ્તાર પાછળ કરેલ છે તે જોઇ લેવો.

(૩) બીજા પણ અનેક પ્રકારે છત્રીસ ગુણો નિવેદન કર્યા છે, તેમાંનો નીચેનો પણ એક પ્રકાર છે.

अठविहा गणिसंपइ, चउग्गुणा नवरि हुंति बत्तिसं ।
विणओअ चउप्मेओ, छत्तीसगुणा इमे गुरुणो ।।

—પ્રવચનસારોદ્ધાર.

સાર—અષ્ટવિધ–આઠ પ્રકારની ગણિસંપદાના ચાર ચાર ભેદ કરતાં બત્રીશ થાય છે, તેની સાથે વિનયના ચાર ભેદ મેળવતાં ગુરૂના ૩૬ ગુણ થાય છે, તે આઠ ગણિસંપદા અને ચાર પ્રકારના વિનયનાં નામ આ પ્રકારે છે.

(૧) આચારસંપત્ (૨) શ્રુતસંપત્ (૩) શરીરસંપત્ (૪) વચનસંપત્ (૫) વાચનાસંપત્ (૬) મતિસંપત (૭) પ્રયોગસંપત્ (૮) સંગ્રહપરિજ્ઞાસંપત્–આ દરેકના ચાર ભાગ મળી ૩૨ ગુણ થયા. હવે ચાર વિનય તેઃ–(૧) આચારવિનય (૨) શ્રુતવિનય (૩) વિક્ષેપણવિનય, અને (૪) દોષ પરિઘાતવિનય. એમ કુલ ૩૬ ગુણ થયા. આનો વિશેષ વિસ્તાર પ્રવચનસારોદ્ધારથી જાણવો.

## ૧૫.

## ૪. ઉપાધ્યાય-શબ્દાર્થ.

૧. ઉપ=પાસે અર્થાત્ જે પાસે આવ્યા હોય કે રહેતા હોય તે સાધુ વગેરે પ્રત્યે+અધ્યાગ=અભ્યાસ–એટલે સિદ્ધાંતોનો અભ્યાસ કરાવે તે તથા જેની પાસે આવી અધીયતે+અભ્યાસ થાય છે–ભણાય છે તે.

૨. ઉપ=(જેની) પાસે+આધિકયેન ગમ્યતે–અધિકપણાએ જવાય છે તે.

૩. ઈક્ ધાતુ=સ્મરણ કરવું એટલે સૂત્રથી જિનપ્રવચનનું જેથી સ્મરણ થાય છે તે. તેથી કહ્યું છે કે—

૪. बारसंगो जिणखाओ, सज्झाओ कहिओ बुहेहिं ।
तं उवइसंति जम्हा, उवज्झाया तेण वुच्चंति ।।

અર્થ—દ્વાદશઅંગ કે જેનું શ્રી જિનભગવાને વ્યાખ્યાન કરેલ છે તેની સઝ્ઝાય કરવાનું પંડિતે–બુધે કહેલ છે તેથી જે દ્વાદશાંગીને ઉપદેશે તેને ઉપાધ્યાય કહીએ.

૫. ઉવર્ઝાયમાં ઉકાર છે અને જકાર છે તે બંનેના અર્થ નીચે કહ્યા છેઃ—

उत्ति उवओगकरणे, जत्ति ज्झाणस्स होइ तिद्देशे ।
एएण हुंति उज्झा, एसो अन्नोवि पज्झाउ ॥

અર્થ—ઉકાર જે છે તે ઉપયોગ કરવાને અર્થે છે, તેથી 'ઉ'ને 'ઉવ' થયો, અને ઉવ પછી જકાર છે તે ધ્યાન નિર્દેશ અર્થે છે. આથી 'ઉ' અને 'જ' એ અક્ષરથી ઉવજ્ઝાય એ પર્યાયાર્થ થયો છે.

૬. ઉપરનું બીજી રીતે કહીએ તો જરા પર્યાય ફેર અર્થ થાય છે તે આ પ્રમાણેઃ—

उत्ति उवओगकरणे, पत्ति अपावपरिवज्झणे होइ ।
जत्ति अ जाणस्स कए, उत्ति अ ओसक्कणा कम्मे ॥

અર્થ—ઉ અક્ષર ઉપયોગ કરવાને અર્થે છે, પ અક્ષર તે પાપના પરિવર્જન એટલે સમસ્તપ્રકારે વર્જવાના અર્થે છે, જ અક્ષર તે ધ્યાનના કરવા અર્થે છે અને ફરી આવતો ઉ વર્ણ તે કર્મના ઓસરવાના—ઓછા થવાના અર્થે છે.

આ રીતે ચાર અક્ષર ભેગા મળવાથી ઉપાજ્ઝાઓ, એ શબ્દ થાય છે, તે પર્યાયાંતરે ઉપાધ્યાયનુંજ નામ છે.

૭. ઉપાધિ+આય=ઉપાધ્યાય. ઉપાધિ એટલે પાસે વસવું અને આય એટલે લાભ તે ઉપાધિનો—શ્રુતના પાસે વસવાનો અથવા ઇષ્ટફળનો અથવા શોભન ઉપાધિનો લાભ છે જેથી તે ઉપાધ્યાય.

૮. ઉપ=ઉપહત—હણાયેલા જેણે અધ્યાય કે આધ્યાય કર્યા છે તે ઉપાધ્યાય. હવે આધ્યાયનો અર્થ એ થાય છે કે આધિ—મનની પીડા+આય=મનની પીડાનો લાભ અને અધ્યાય એટલે અધિ=ટુંકી બુદ્ધિ—કુબુદ્ધિ+આય=લાભઃ અથવા અધ્યાયમાં ધ્યૈ ધાતુ પણ થાય કે જેનો અર્થ ધ્યાન કરવું અને અ એ નકાર કે કુત્સિતપણું સૂચવે છે એટલે બધાનો અર્થ ખરાબ ધ્યાન—કુધ્યાન પણ થઈ

શકે. ટુંકામાં ઉપરના અધ્યાય અથવા આધ્યાય-એ બંને જેણે ઉપહત-હણાયલા કર્યાં છે તે ઉપાધ્યાય.

૯. ઉપ=પાસે અને અધ્યાય શબ્દ અધ્યયન કરવું તે પરથી થયેલ છે. જે ગુરૂ આદિ ગીતાર્થની પાસે સંપૂર્ણ શાસ્ત્રનો અભ્યાસ કરી પારંગામી થયેલ છે અને જેની પાસે સાધુઓ અને ગૃહસ્થો જ્ઞાનનો અભ્યાસ કરે છે તે.

## ૧૬.
## ઉપાધ્યાયજીના ૨૫ ગુણ.

૧ થી ૧૧ અગીયાર અંગ તથા ૧૨ થી ૨૩ બાર ઉપાંગ-એમ ત્રેવીશને ભણાવે અને ૨૪ થી ૨૫ ચરણસિત્તરી તથા કરણસિત્તરી એ બંનેને શુદ્ધ રીતે પાળે--એમ પચીસ ગુણ.

હવે આ પચીસ ગુણ અનુક્રમે વિવેચનથી કહે છેઃ—

## ૧૭.
## અગીઆર અંગ.

૧. આચારાંગ—આમાં સાધુના પરિસહ આદિ આચાર વગેરે વર્ણવેલ છે.

૨. સૂત્રકૃતાંગ—( સૂયગડાંગ ) તેમાં ૩૬૩ પાખંડીઓ ( કુવાદીઓ ) નું સ્વરૂપ વગેરે બતાવેલ છે.

૩. સ્થાનાંગ—(ઠાણુંગ). આમાં દશ સ્થાન (અધ્યાય) છે તેમાં પહેલામાં એક એક બોલ બીજામાં બે બે એમ દશમામાં દશ દશ બોલ જેનાં જેના હોય તેની વ્યાખ્યા કરી છે.

૪. સમવાયાંગ—એક બેથી સંખ્યાત અસંખ્યાત અનંત બોલની વ્યાખ્યા સાથે ૫૪ ઉત્તમ પુરૂષોના અધિકાર વગેરે છે.

૫. ભગવતી ( અથવા વિવાહપ્રજ્ઞતિ )-આમાં ગૌતમસ્વામીએ પૂછેલા ૩૬૦૦૦ પ્રશ્ન છે તેમજ સાધુ, સાધ્વી, શ્રાવીકા, વગેરે તેમ સૂક્ષ્મ ભંગજાલ-જીવ વિચાર આદિ બાબતોનું વિવેચન છે.

૬. જ્ઞાતા ધર્મકથા—દષ્ટાંતોદ્વારા દયા-સત્ય વગેરેની પુષ્ટિ કરેલ છે, તથા તેમાં અનેક ધર્મકથાઓ છે.

૭. ઉપાસકદશાંગ—આનંદ આદિ ૧૦ શ્રાવકોના અધિકાર છે.
૮. અંતકૃત્ (અંતગડ)—મોક્ષગામી જીવો પ્રદ્યુમ્નાદિના અધિકાર છે.
૯.* અનુત્તરોપપાતિક (અનુત્તરોવવાઇ)—આમાં ૩૩ જીવો કે જે અનુત્તર વિમાનમાં ગયા છે અને એકભવ કરી મોક્ષે સીધાવશે તેનાં વર્ણન છે.
૧૦. પ્રશ્ન વ્યાકરણ—આમાં આસ્ત્રવદ્વાર અને સંવરદ્વાર સંબંધી વિવેચન છે.
૧૧. વિપાકસૂત્ર—દુઃખવિપાક અને સુખવિપાકના વર્ણન સાથે તેના દૃષ્ટાંત તરીકે ઘણાના અધિકાર આપેલ છે.

## ૧૮.

## બાર ઉપાંગ.

ઉપરનાં અંગ ઉપરાંત બારમું અંગ નામે દૃષ્ટિવાદ છે કે જે લુપ્ત થયું છે. આ બારે અંગ (એટલે શરીર) કહેવાય છે, અને તેના ઉપાંગ એટલે તે અંગના હાથ પગ આંગળી આદિ બાર છે તે નીચે પ્રમાણેઃ—

૧. ઔપપાતિક (ઉવવાઇ)—આમાં કેટલાંક મહાન્ પુરૂષોનાં ચરિત્ર, કેવલ સમુદ્દ્ઘાત અને મોક્ષનાં સુખ વગેરે બાબતોનું વર્ણન છે. આ આચરાંગનું ઉપાંગ કહેવાય છે.
૨. રાજપ્રશ્નીય (રાયપસેણી)—આ સુયગડાંગનું ઉપાંગ કહેવાય છે. આમાં શ્રી કેશી સ્વામીનો પરદેશી રાજાની સાથે થયેલ સંવાદ છે.
૩. જીવાભિગમ—આ ઠાણાંગનું ઉપાંગ કહેવાય છે. આમાં અઢી દ્વીપ, ચોવીસ દંડક આદિનું વર્ણન છે.
૪. પ્રજ્ઞાપના (પન્નવણા)—આ સમવાયાંગનું ઉપાંગ કહેવાય છે. આમાં સર્વ લોકનું સ્વરૂપ વગેરે છે.
૫. જંબુદ્વીપ પ્રજ્ઞપ્તિ ( પન્નતિ )–આ સમવાયાંગનું ઉપાંગ કહેવાય છે. આમાં જંબુદ્વિપનું ક્ષેત્ર, પર્વત વગેરે વિસ્તારથી વર્ણન છે.
૬. ચંદ્ર પ્રજ્ઞપ્તિ—જ્ઞાતાજીનું પહેલું ઉપાંગ કહેવાય છે. આમાં ચંદ્રમાના વિમાન, ગતિ વગેરે અધિકાર છે.
૭. સૂર્ય પ્રજ્ઞપ્તિ—જ્ઞાતાજીનું બીજું ઉપાંગ કહેવાય છે. આમાં સૂર્યના વિમાન વગેરેનું વર્ણન છે.

૮. કલ્પિકા (કપ્પિયા)—નિરિયાવલિકા શ્રુતસ્કંધ–ઉપાસક દશાંગનું ઉપાંગ કહેવાય છે. આમાં કોણિક પુત્રથી શ્રેણિક રાજાનું મૃત્યુ વગેરે બાબત છે.

૯. કલ્પાવતંસિકા (કપ્પવડંસિયા)—અંતગડ દશાનું ઉપાંગ કહેવાય છે. આમાં શ્રેણિક રાજાના દશ પુત્ર દીક્ષા લઈ દેવલોકમાં ગયા છે તેનો અધિકાર છે.

૧૦. પુષ્પિકા (પુપ્ફિયા)—અનુત્તરોવવાઇનું ઉપાંગ કહેવાય છે. આમાં ચંદ્રસૂર્ય વગેરેની પૂર્વ કરણીનો, સોમલ બ્રાહ્મણ અને શ્રી પાર્શ્વનાથ સ્વામીનો સંવાદ વગેરે અધિકાર છે.

૧૧. પુષ્પચૂલિકા ( પુપ્ફચુલીયા )—પ્રશ્ન વ્યાકરણનું ઉપાંગ કહેવાય છે. આમાં શ્રી વગેરેની પૂર્વ કરણીના અધિકાર છે.

૧૨. વૃષ્ણિ (વન્હિ) દશાંગ—આ વિપાક સૂત્રનું ઉપાંગ કહેવાય છે. આમાં બલભદ્રજીના પુત્ર વગેરેના અધિકાર છે.

૧૯.

## ૧૧ અંગ ને ૧૨ ઉપાંગની સઝાય.

ઢાળ–સાહેલડીની દેશી.

અંગ ઇગ્યાર સોહામણાં સાહેલડીરે, આચારંગ સુયગડાંગ તો;
ઠાણાંગ સમવાયાંગ વળી સા૦, ભગવતિ પંચમ અંગ તો. ૧
જ્ઞાતા ધર્મકથા છઠ્ઠું સા૦, સાતમું ઉપાસગ દશાંગ તો;
અંતગડ અણુત્તરોવવાઇયા સા૦, પ્રશ્ન વ્યાકરણ દશમાંગ તો. ૨
સુખદુ:ખ વિપાક ઇગ્યારમું સા૦, હવે ઉપાંગ કહું બાર તો;
ઉવવાઇ રાયપસેણિયાં સા૦, જીવાભિગમ વિચાર તો. ૩
પન્નવણા જંબુપન્નતી સા૦, જેહમાં ક્ષેત્રવિચાર તો;
ચંદપન્નતિ સુરપન્નતિ સા૦, હવિ પણ એકમાં સંભાર તો. ૪
કુપ્પિયા, કુપ્પવડિંસિયા સા૦, જેહમાં વિમાન વિચાર તો;
પુપ્ફિયા ને પુપ્ફચુલિયા સા૦, નિરયાવળી એમ બાર તો. ૫
સૂત્ર અર્થ ગુરૂથી લહી સા૦, ભણે ભણાવે જેહ તો;
તે વાચકને વંદિયે સા૦, જ્ઞાનવિમલ શું નેહ તો. ૬

## ૨૦.

## ચરણ-સિત્તરી.

જે નિત્ય કરવું તે ચરણ-ચારિત્ર.

वयसमणधम्मसंजम, वेयावच्चं च बंभगुत्तिओ ।
नाणाइतियं तव कोह, निग्गहाइं चरणमेयं ॥

અર્થ—વ્રત [ ૫ મહાવ્રત ], શ્રમણ ધર્મ [ ૧૦ ક્ષાંતિ આદિ ], સંયમ [ ૧૭ પ્રકારે ], વૈયાવૃત્ય [ ૧૦ પ્રકારે ], બ્રહ્મગુપ્તિ [ ૯ પ્રકારે ], જ્ઞાનાદિક ત્રિક, તપ [ ૧૨ પ્રકારે ], ક્રોધનિગ્રહ આદિ [ ૪ કષાયનો નિગ્રહ ]. આ રીતે ચરણના ભેદ ૭૦ થયા.

૫ મહાવ્રત—૧ પ્રાણાતિપાતવિરમણ ૨ મૃષાવાદવિરમણ ૩ અદત્તાદાનવિરમણ ૪ મૈથુનવિરમણ ૫ પરિગ્રહવિરમણ.

૧૦ પ્રકારે યતિધર્મ—૧ ક્ષમા ૨ માર્દવ [ કોમલતા ] ૩ આર્જવ [ સરલતા ] ૪ મુક્તિ [ લોભત્યાગ-સંતોષ ] ૫ તપ ૬ સંયમ [ આસ્રવનો ત્યાગ ] ૭ સત્ય ( જૂઠનો ત્યાગ ) ૮ શૌચ [ પવિત્રતા ] ૯ અકિંચનત્વ [ દ્રવ્યરહિતપણું ] ૧૦ બ્રહ્મચર્ય [ મૈથુનત્યાગ ]

૧૭ પ્રકારે સંયમ—૧. પૃથ્વીકાય ૨ અપ્કાય ૩ અગ્નિકાય ૪ વાયુકાય, ૫ વનસ્પતિકાય ૬ દ્વીંદ્રિય ૭ ત્રીંદ્રિય ૮ ચતુરિંદ્રિય ૯ પંચેદ્રિય—એ સર્વ જીવોની હિંસા ન કરવી. ૧૦ અજીવ સંયમ [ સોના વગેરે નિષેધ કરેલી અજીવ વસ્તુનો ત્યાગ ] ૧૧ પ્રેક્ષાસંયમ [ યત્નાપૂર્વક વર્તવું ] ૧૨ ઉપેક્ષાસંયમ [ આરંભ તથા ઉત્સૂત્રપ્રરૂપણા ન કરવાં તે ] ૧૩ પ્રમાર્જન સંયમ [ સર્વ વસ્તુને પ્રમાર્જીને-પૂંજીને વાપરવી તે ] ૧૪ પરિષ્ઠાપના સંયમ [ યત્નપૂર્વક પરઠવું તે ] ૧૫ મનઃસંયમ [ મનને ધર્મવૃત્તિમાં રાખવું તે ] ૧૬ વચનસંયમ [ સાવદ્ય વચન ન બોલવું તે ] ૧૭ કાયાસંયમ [ ઉપયોગથી કામ કરવું તે ].

૧૦ પ્રકારનો વૈયાવૃત્ય—૧ અરિહંતનો. ૨ સિદ્ધનો, ૩ જિનપ્રતિમાનો ૪ શ્રુતસિદ્ધાંતનો, ૫ આચાર્યનો, ૬ ઉપાધ્યાયનો, ૭ સાધુનો ૮ ચારિત્રધર્મનો, ૯ સંઘનો, ૧૦ સમકિતદર્શનનો—વૈયાવૃત્ય. વૈયાવૃત્ય એટલે વિનય, માન, સત્કાર વગેરે.

પાઠાંતરે નીચે લખેલા દશ પ્રકારના વૈયાવૃત્ય ગણાય છે. ૧ આચાર્ય ૨ ઉપાધ્યાય ૩ તપસ્વી ૪ શિષ્ય ૫ ગ્લાનસાધુ ૬ સ્થવિર ૭ સમનોજ્ઞ (સરખા ચામાચારીવાળા) ૮ ચતુર્વિધ સંઘ ૯ કુલચંદ્રાદિ ૧૦ ગોત્ર,—એ દશનો વિનય.

૯ પ્રકારે બ્રહ્મચર્યની ગુપ્તિ—૧ સ્ત્રી પશુ યા નપુંસકનાં સંસર્ગવાળાં આસન, શયન, ગૃહ આદિના સેવનનો ત્યાગ, ૨ સ્ત્રી સાથે રાગપૂર્વક કથા વાર્તા ન કરવી ૩ સ્ત્રીના આસને બે ઘડી સુધી બેસવું નહિ—સ્ત્રી સમુદાયમાં નિવાસ ન કરવો, ૪ સરાગે સ્ત્રીનાં અંગોપાંગ જોવાં કે ચિંતવવાં નહિ. ૫ સ્ત્રી પુરૂષ જ્યાં ક્રીડા કરતાં હોય ત્યાં ભીંત વગેરેના અંતરે રહેવું નહિ ૬ પૂર્વાનુભૂત કામક્રીડા—ભોગવેલાં સુખ સંભારવાં નહિ ૭ રસપૂર્ણઆહાર ન કરવો ૮ અતિ માત્રાએ આહાર ન કરવો. ૯ શરીરની શોભા ન કરવી.

૩ જ્ઞાનાદિ—એટલે ૧ જ્ઞાન ૨ દર્શન ૩ ચારિત્ર.

૧૨ પ્રકારનાં તપ—૧ અનશન ૨ ઉણોદરી ૩ વૃત્તિસંક્ષેપ (અનેક પ્રકારના અભિગ્રહ-નિયમ કરવા તે) ૪ રસત્યાગ ૫ કાયક્લેશ ૬ સંલીનતા (ઈંદ્રિયોને વશ રાખવી તે)—આ છ બાહ્યતપ: હવે છ અભ્યંતર તપ નામે:—૧ પ્રાયશ્ચિત્ત ૨ વિનય ૩ વૈયાવૃત્ય ૪ સ્વાધ્યાય (સઝાય ધ્યાન કરવું) ૫ ધર્મકથા ૬ કાયોત્સર્ગ.

૪ કષાયનો ત્યાગ—૧ ક્રોધ ૨ માન ૩ માયા ૪ લોભ—એ ચાર —— કષાયનો ત્યાગ કરવો.

૭૦.

## ૨૧.
## કરણસિત્તરી.

પ્રયોજન થયાં થકાં કરી લેવું, અને પ્રયોજન ન હોય ત્યારે ન કરવું તે કરણ. ( સરખાવો 'ચરણ' ).

पिंडविसोही समिइ, भावण पडिमाय इंदियनिरोहो ।
पडिलेहण गुत्तिओ, अभिग्गहं चेव करणं तु ॥

અર્થ—૪ પિંડવિશુદ્ધિ. ૫ સમિતિ, ૧૨ ભાવના, ૧૨ પડિમા, ૫ ઇંદ્રિયોનો નિરોધ, ૨૫ પ્રતિલેખના, ૩ ગુપ્તિ અને ૪ અભિગ્રહ-એ સર્વ મળી સીત્તેર કરણના ભેદ થયા તેથી કરણસિત્તરી કહેવાય છે.

વિવેચન—હવે તે નામવાર કહે છેઃ—

૪ પિંડવિશુદ્ધિ-૧ આહાર ૨ ઉપાશ્રય ૩ વસ્ત્ર ૪ પાત્ર એ ચાર વિશુદ્ધ એટલે બેતાલીસ દોષરહિત ગ્રહણ કરવાં તે.

૫ સમિતિ—૧ ઇર્યા ૨ ભાષા ૩ એષણા ૪ આદાનભંડભત્ત નિખેપણા ૫ પરિષ્ઠાપનિકા-આ પાંચે સમિતિનું વિવેચન '**પંચિંદિય**' સૂત્રમાં આગળ કહીશું.

૧૨ ભાવના—૧ અનિત્ય ૨ અશરણ ૩ સંસાર ૪ એકત્વ ૫ અન્યત્વ ૬ અશુચિ ૭ આસ્રવ ૮ સંવર ૯ નિર્જરા ૧૦ લોકસ્વભાવ ૧૧ બોધિદુર્લભ ૧૨ ધર્મ-ભાવના.

૧૨ પ્રતિમા—૧ એક માસની ૨ બે માસની ૩ ત્રણ માસની ૪ ચાર માસની ૫ પાંચ માસની ૬ છ માસની ૭ સાત માસની ૮ સાત દિનરાતની ૯ સાત દિનરાતની ૧૦ સાત દિનરાતની ૧૧ એક દિનરાતની ૧૨ એક રાતની-પ્રતિમા. એ દરેકમાં અમુક અમુક જેમકે ચોવિહાર આદિ કરવા તે.

૫ ઇંદ્રિયોનો નિરોધ—૧ સ્પર્શ ૨ રસ ૩ ઘ્રાણ ૪ ચક્ષુ ૫ શ્રોત —ઇંદ્રિયનિરોધ.

૨૫ પ્રતિલેખના-આની ગાથા એ છે કેઃ—

मुहपोति चोलपट्टो, कप्पतिगंदोनिसिज्ज रयहरणं ।
संथारुत्तरपट्टो, दसपेहा उग्गए सूरे ॥

अन्ने भणंति एक्कारसमो दंड उत्ति ॥
उवगरण चउद्दसगं, पडिलेहिज्जइ दिणस्स पहरतिगे ।
उग्घाडपोरिसीए उपत्तनिज्जोग पडिलेहा ॥

૧ મુહપત્તિ ૨ ચોલપટ્ટ ૩ ઉનનું કલ્પ ૪–૫ સુતરનાં બે કલ્પ ૬ રજોહરણનું અંદરનું સુતરનું નિષિઝું ૭ બહારનું પગ લૂછવાનું નિષિઝું ૮ ઓઘો ૯ સંથારો ૧૦ ઉત્તરપટ્ટો, (અને બીજા કહે છે કે) ૧૧ દાંડો આ અગીયારે ચીજોની પડિલેહણા પ્રભાતમાં સૂર્યના ઉદય થયા પહેલાં કરાય છે; બાકીની ચૌદ ઉપકરણની પ્રતિલેખના પહોરને અંતે કરવામાં આવે છે તે કહે છેઃ—

૧ મુહપત્તિ ૨ ચોલપટ્ટ ૩ ગોચ્છક ૪ પાત્ર ૫ પાત્રબંધ ૬ પડલાઓ ૭ રજસ્ત્રાણ ૮ પાત્રસ્થાપન ૯ માત્રક, ૧૦ પતદ્દગાહ ૧૧ રજોહરણ ૧૨ ઉનનું કલ્પ ૧૩–૧૪ સુતરનાં બે કલ્પ. આમ ઉપરની ૧૧ અને આ ૧૪ મળી પચીસ પ્રતિલેખના કરવાની છે. અને તેનો વિશેષ વિસ્તાર પ્રવચનસારોદ્ધારમાંથી જોઈ લેવો.

૩ ગુપ્તિ—૧ મન ૨ વચન ૩ કાય-ગુપ્તિ. આનો વિસ્તાર 'પંચિંદિય' સૂત્રમાં આગળ થશે.

૪ અભિગ્રહ—અભિગ્રહ એટલે પ્રતિજ્ઞા. ૧ દ્રવ્યથી ૨ ક્ષેત્રથી ૩ કાલથી ૪ ભાવથી-અભિગ્રહ.

——
૭૦ આ પ્રકારે કરણસિત્તરીના ભેદ થયા.

## ૨૨.

## ૫. સાધુ-શબ્દાર્થ.

૧. निव्वाणसाहए जोए, जम्हा साहंति साहुणो ।
समा य सव्वभूएसु, तम्हा ते भावसाहुणो ॥

અર્થ—નિર્વાણ-મોક્ષને સાધવાના જે જોગ છે તે સાધે છે તે

સાધુઓ છે. અને જે સર્વભૂતો પ્રત્યે ચોરાસી લાખ જીવયોનીથી ઉપજેલા સર્વ જીવો પ્રત્યે સમ એટલે સમતા ધરનારા છે તે ભાવ-સાધુ છે.

સાધુ એમાં સાધ્ ધાતુ છે જેનો અર્થ સાધવું એ થાય છે. આ અર્થ ઉપર લાગુ પાડવામાં આવ્યો.

૨. સંયમને ધારણ કરનાર તે સાધુ.

૩. અસહાયને સહાય કરનાર તે સાધુ. તેથી કહ્યું છે કે.—

असहाइ सहायत्तं, करेति मे संजम करंतस्स ।
एएण कारणेणं, णमामि हं सव्वसाहूणं ॥

અર્થ—અસહાયને સહાય કરનાર, અને મને ( અસંયમપણું ટાળી ) સંયમ કરનાર-ઇંદ્રિયનિગ્રહ કરાવનાર છે, એ કારણથી સર્વ સાધુને હું નમસ્કાર કરૂં છું.

૪. સંયમકારી જનોને સહાયતા ધારણ કરનાર તે સાધુ.

'સર્વ' સાધુને નમસ્કાર કર્યો છે. તેથી તે ( ૧ ) 'સર્વ'માં જિનકલ્પી, સ્થવિરકલ્પી, સ્થિતિકલ્પી વગેરે બધા ભેદવાળા સાધુઓનો સમાવેશ થાય છે. ( ૨ ) સર્વ એટલે સાર્વ અર્થાત્ સર્વ જીવોને હિતના કરનાર, અથવા સર્વ શુભ યોગોને સાધનાર તે સાર્વ સાધુ, અથવા સાર્વ એટલે અરિહંત તેને સાધનાર તેમની આજ્ઞા પ્રમાણે આરાધનાર તે સાર્વ સાધુ. ( ૩ ) સર્વ-શ્રવ્ય એટલે જે વાક્યો શ્રવણ કરવા યોગ્ય છે તેને વિષે સાધુ એટલે નિપુણ તે શ્રવ્ય સાધુ (૪) સર્વ-સવ્ય એટલે દક્ષિણ-પોતાને અનુકૂલ જે કાર્ય તેને વિષે સાધુ એટલે નિપુણ તે સવ્ય સાધુ.

એકલા ' સર્વ સાધુ ' એમ કહેવાથી ' સર્વ ' એ શબ્દથી દેશતા તથા સર્વતા બંને દેખાડી શકાય છે, પણ અહીં જરા પણ બાકી ન હોય એવું અપરિશેષ બતાવવા માટે ' લોક ' એ શબ્દ મૂકેલ છે તેથી ' નમો લોએ સવ્વ સાહૂણં. ' વળી ' લોક ' મૂકવાથી જ્યાં જ્યાં સાધુ હોય તે સર્વ સાધુનો સમાવેશ થાય છે.

## ૨૩.

## સાધુ મુનિરાજના સત્તાવીશ ગુણ.

छव्वय-छकाय-रख्खा, पंचिंदिय-लोह-निग्गहो खंती ।
भावविसुद्धि पडिले-हणा य करणे विसुद्धि य ॥
संजमजोए जुतो, अकुसल मणवयणकायसंरोहो ।
सीयाइपीडसहणं, मरणं उवसग्गसहणं च ॥

(૧-૬) ૭ વ્રત—પ્રાણુતિપાતવિરમણ, મૃષાવાદવિરમણ, અદત્તાદાનવિરમણ, મૈથુનવિરમણ, પરિગ્રહવિરમણ, અને રાત્રિભોજનવિરમણ.

(૭-૧૨) ૭ કાયની રક્ષા—પૃથ્વીકાયરક્ષા, અપ્કાયરક્ષા, તેજઃકાયરક્ષા, વાયુકાયરક્ષા, વનસ્પતિકાયરક્ષા, અને ત્રસકાયરક્ષા.

(૧૩-૧૭) પાંચ ઇંદ્રિયનો નિગ્રહ—સ્પર્શેદ્રિય, રસેંદ્રિય, ઘ્રાણેંદ્રિય, ચક્ષુરેંદ્રિય અને શ્રોતેંદ્રિય એ પાંચ ઇંદ્રિયનો નિગ્રહ એટલે વશ કરવી.

આવી રીતે સત્તર ગુણ થયા, હવે

(૧૮) લોભનિગ્રહ—લોભને વશ કરવો તે, (૧૯) ક્ષાંતિ—ક્ષમા, (૨૦) ભાવની વિશુદ્ધિ એટલે ચિત્તની નિર્મળતા, (૨૧) વસ્ત્ર વગેરેનું પડિલેહણ કરવામાં વિશુદ્ધિ. (૨૨) સંયમના યોગમાં યુક્ત રહેવું (એટલે પાંચ સમિતિ, ત્રણ ગુપ્તિને આદરવાં, અને વિકથા, અવિવેક, નિદ્રા વગેરેનો ત્યાગ કરવો.) (૨૩) અકુશલ મનનો સંરોધ એટલે અશુભ માર્ગે જતાં મનને રોકવું. (૨૪) અકુશલ વચનનો સંરોધ એટલે અશુભ માર્ગે વચન પ્રવર્તતું હોય તેને રોકવું, (૨૫) અકુશલ કાયાનો સંરોધ એટલે અશુભ માર્ગે કાયા પ્રવર્તતી હોય તેને રોકવી (૨૬) શીતાદિ પીડા—પરિસહનું સહન, અને (૨૭) મરણનો ઉપસર્ગ સહન કરવો તે.

આવા ૨૭ ગુણે કરી સહિત સાધુઓને નીચલી ટુંક ગાથામાં નમસ્કાર કરીએ:—

विसयसुहनियत्ताणं, विसुद्धचारित्तनियमजुत्ताणं ।
तच्च गुणसाहयाणं, साहूण किच्चजज्झायण नमो ॥

અર્થ—વિષય ( શબ્દાદિક પાંચ પ્રકારના ) સુખથી નિવૃત્ત થએલા, વિશુદ્ધ ચરિત્ર અને નિયમથી યુક્ત, અને તથ્ય—સાચા ગુણના સાધક, અને કૃત્યકૃત્ય થવાના-મોક્ષ પામવાના કાર્યમાં ઉદ્યમવંત એવા સાધુને નમસ્કાર થાઓ.

## ૨૪.
## ઉપસંહાર.

ઉપર પંચ પરમેષ્ટી કયા કયા ? તે, તેનો અર્થ, તથા તેના બધા મળી ૧૦૮ ગુણ પણ કહ્યા, તેથી છેલ્લે તે ગુણની સંખ્યા બરાબર ધ્યાનમાં રહે માટે કહીએ છીએ કેઃ—

बारस गुण अरिहंता, सिद्धा अट्ठेव सूरि छत्तीसं ।
उवज्झाया पणवीसं, साहू सगवीस अठसयं ॥

બાર ગુણ અરિહંત દેવ, પ્રણમિયે ભાવે;
સિદ્ધ આઠ ગુણ સમરતાં, દુઃખ દોહગ જાવે. ૧
આચારજ ગુણ છત્રીશ, પચવીશ ઉવઝાય;
સત્તાવીશ ગુણ સાધુના, જપતાં સુખ થાય. ૨
અષ્ટોત્તર સય ગુણ મલી એ, એમ સમરો નવકાર;
**ધીર**વિમલ પંડિત તણો, **નય** પ્રણમે નિત સાર. ૩

અર્થ—અરિહંત દેવના બાર ગુણ છે; તેને ભાવપૂર્વક નમસ્કાર કરીએ, અને સિદ્ધના આઠ ગુણનું સ્મરણ કરતાં દુઃખ દારિદ્ર દૂર થાય છે. આચાર્યના ગુણ છત્રીશ, ઉપાધ્યાયના પચીશ, અને સાધુના સત્તાવીશ ગુણ જપતાં સુખ પમાય છે. આ બધા મળી એકસો અને આઠ ગુણ છે, તે બરાબર ધ્યાન રાખી નવકારનું સ્મરણ કરો અને પંડિત **ધીર**વિમલના શિષ્ય નયવિમલ ( પછીથી પ્રસિદ્ધ થયેલ જ્ઞાનવિમલસૂરિ ) હમેશાં તે સારભૂત નવકારને પ્રણામ કરે છે.

૨૫

## *નવકારનો મહિમા.

नवकार इक्क अखर, पावं फेडेइ सत्त अयराणं।
पन्नासं च पएणं, सागर पणसय समग्गेण ॥
जो गुणइ लखमेगं, पूएइ विहीइं जिण नमुक्कारं।
तित्थयरनाम गोअं, सो बंधइ नत्थि संदेहो ॥
अठेवय अठसया, अठसहस्सं च अठकोडीओ।
जो गुणइ भत्तिजुत्तो, सो पावइ सासयं ठाणं ॥

અર્થ—નવકારનો એક અક્ષર સાત સાગરોપમનું પાપ ખેરવે છે. એક પદથી પચાશ સાગરોપમની સ્થિતિવાળું પાપ ટળે. સમગ્ર નવકાર ગણવાથી પાંચસે સાગરોપમની સ્થિતિવાળું પાપ કર્મ ટળે અને એક લાખવાર આખો નવકાર ગણે અને વિધિવડે તીર્થંકર ભગવાનને પૂજે અને નવકાર કરે તો તિર્થંકર નામ કર્મ ગોત્ર બાંધે છે. આઠ ક્રોડ આઠ હજાર આઠસોને આઠ એટલીવાર નવકાર મંત્ર ભક્તિવડે ગણે તો શાશ્વત સ્થાન-મુક્તિ પામે.

૨૬.

## 'પંચિંદિય' સૂત્રનો ક્રમહેતુ.

'નવકાર'નું સ્મરણ કરી રહ્યા પછી સજીવન મૂર્તિ સદ્‌ગુરૂ સાક્ષાત્ ન હોય, તો સદ્‌ગુરૂ કેવા હોય ? મારા સદ્‌ગુરૂ કેવા છે ? મારા ગુરૂ આવા અનુપમ ગુણવાલા છે, એમ ચિંતવન કરવા માટે તે ગુણોનું જેમાં વર્ણન છે તે "**પંચિંદિય**" સૂત્ર ચિત્તની એકાગ્રતા પૂર્વક કહેવું; અને એવા ગુણવાળા સાક્ષાત્ મારા સદ્‌ગુરૂ બિરાજમાન છે, અને હું એઓની સમક્ષજ સામાયિક કરૂં છું, એવો ભાવ રાખવો. આમ કરવાથી સામાયિક બહુ શુદ્ધ થાય છે.

---

*નવકારથી કયા કયા સુંદર ફલસિદ્ધિ પામ્યા, તેનાં દૃષ્ટાંત જોવા માટે જુઓ નવકારનો છંદ 'વંછિત પૂરે વિવિધ પરે.'

અથવા ગુરૂ ન હોય તો ઉત્તમ ધર્મ ઉપકરણમાં ગુરૂની સ્થાપના કરવા માટે પાંચેંદિય ' સૂત્રમાં ગુરૂના જે છત્રીસ ગુણ કથેલા છે, તેનો પાઠ ભણવો; ગુરૂના અભાવે ગુરૂની સ્થાપના કરી તેમની સન્મુખ દરેક ક્રિયા કરવી જોઇએ, અને તેથી તેમના ગુણોની સ્થાપનામાં પડવા જોઇએ.

ગુરૂ હોય તો ' પાંચેંદિય 'નો પાઠ ભણવાની જરૂર નથી.

આ સંબંધમાં એક દૃષ્ટાંત છે કે દ્રોણાચાર્ય પાસે પ્રખ્યાત પાંચ પાંડવમાંનો બાણાવળી અર્જુન બાણની વિદ્યા શીખતો હતો. તેની ચતુરાઇ અને ચપલતાથી ગુરૂ તેનાપર બહુજ પ્રસન્ન રહેતા, અને તેને તે વિદ્યા પૂરી શીખવી હતી. આ બધું જોઇને જંગલમાં રહેતા એક ભિલ્લને બાણવિદ્યા શીખવાની ઉત્કંઠા થઇ, અને ગુરૂ પાસે આવી તે શીખવવાની નમ્ર વિનતિ કરી; પરંતુ ગુરૂએ તેનો અનાદર કર્યો. તે ભીલે આથી દ્રોણાચાર્ય ગુરૂની એક માટીની પ્રતિમા સ્થાપિત કરી તેના પ્રત્યે ઘણોજ ભક્તિભાવ રાખી શીખવા માંડયું, અને તે વિદ્યા સારી રીતે સાધતાં અર્જુન કરતાં પણ વધારે પ્રવીણ થયો. આ બાબતની દ્રોણાચાર્ય અને અર્જુનને ખબર પડી, ત્યારે તેઓ ચકીત થઇ ગયા. અને પોતાનું વચન રાખવા માટે દ્રોણાચાર્યે તે ભીલ પાસેથી ગુરૂદક્ષિણા તરીકે તેના હાથનો અંગુઠો માંગી લીધો. તો પણ તે અંગુઠા વિના બાણ ચડાવવા લાગ્યો.

આ પરથી સમજવાનું છે કે ગુરૂ હોય તો ગુરૂની સમીપ, અને ગુરૂ ન હોય તો ગુરૂની સ્થાપના સંમુખ દરેક ક્રિયાનું આરાધન કરવું જોઇએ. ચાર નિક્ષેપમાં સ્થાપના નિક્ષેપ પણ માન્ય કહેલો છે અને તે કારણે જિનના અભાવે જિનની પ્રતિમા સ્થાપવામાં આવે છે. આ વિષે ઘણી ચર્ચા છે, પરંતુ તે અહીં વિસ્તારવાની જરૂર નથી.

## ૨૭.

## વિધિ.

માટે સામાયિકની શરૂઆત કરતાં પહેલાં માનસિક સંકલ્પ–પૂર્વક ગુરૂની સ્થાપના કરવી, સ્થાપનાને માટે નવકારવાળી કે કોઇ શાસ્ત્રીય

ગ્રંથ, ચારિત્રનાં ઉપકરણ ઉંચા સ્થાને સ્થાપવાં, અને તેમાં ગુરૂના ગુણનું આરોપણ કરવાને તે સ્થાપનાની સંમુખ જમણો હાથ સ્થાપન કરીને તેને ગુરૂ તરીકે સ્થાપન કરવાના હેતુથી નીચેનો પાઠ ભણવો.

૨૮.

## 'પંચિંદિઅ' સૂત્ર-ગુરૂગુણસ્મરણ.

### મૂળ પાઠ-ગાથામાં.

પંચિંદિઅ-સંવરણો,
તહ નવવિહ-બંભચેર-ગુત્તિધરો;
ચઉવિહ-કસાય-મુક્કો,
ઇઅ અટ્ઠારસ-ગુણેહિં સંજુત્તો. ॥૧॥
પંચમહવ્વયજુત્તો,
પંચવિહાયારપાલણસમત્થો;
પંચસમિઓ તિગુત્તો,
છત્તીસ ગુણો ગુરૂ મજઝ. ॥૨॥

૨૯.

### સંસ્કૃત છાયા.

पंचेन्द्रियसंवरणस्तथा नवविधब्रह्मचर्यगुप्तिधरः ।
चतुर्विधकषायमुक्त, इत्यष्टादशगुणैः संयुक्तः ॥१॥
पंचमहाव्रतयुक्तः, पंचविधाचारपालनसमर्थः ॥
पंचसमितः, त्रिगुप्तः, षट्त्रिंशद्गुणो गुरुर्मम ॥२॥

૩૦.

### અર્થપાઠ.

પંચિદિય-સંવરણો—પાંચ ઇંદ્રિયને એટલે પાંચ ઇંદ્રિયના વિષયને રોકનાર.
તહ—તથા.
નવવિહ બંભચેર ગુત્તિધરો—નવ પ્રકારના બ્રહ્મચર્યની ગુપ્તિને ધારણ કરનાર.

ચઉવિહ કષાયમુકકો—ચાર જાતના કષાયથી મુક્ત છે,
ઇઅ અઠારસ ગુણેહિં સંજુત્તો—આ અઢાર ગુણોથી સંયુક્ત છે.
પંચમહવ્વયજુત્તો—પાંચ મહાવ્રતથી યુક્ત.
પંચવિહાયાર–પાલણ–સમત્થો—પાંચ જાતના આચાર પાલવાને સમર્થ.
પંચસમિઓ—પાંચ સમિતિઓવાળા
તિગુત્તો—ત્રણ ગુપ્તિઓવાળા
છત્તીસગુણો ગુરૂ મજ્ઝ–(આવી રીતે કુલ) છત્રીસ ગુણવાળા મારા ગુરૂ છે.

સામટો અર્થ–પાંચ ઇંદ્રિયને એટલે તેના વિષયને રોકનાર, તથા નવ પ્રકારના બ્રહ્મચર્યની ગુપ્તિને ધારણ કરનાર, ચાર પ્રકારના કષાયથી મુક્ત–એ અઢાર ગુણોથી જે સંયુક્ત હોય, અને વળી પાંચ મહાવ્રતથી યુક્ત, પાંચ પ્રકારના આચારને પાળવાને સમર્થ, પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિએ કરી સહિત (એટલે બીજા અઢાર ગુણો મળી) એ પ્રમાણે છત્રીસ ગુણોએ કરીને સંયુક્ત હોય તે મારા ગુરૂ છે.

## ૩૧.
## વિવેચનપાઠ.

પાંચ ઇંદ્રિય નામે સ્પર્શ ઇંદ્રિય [ચામડી], રસ ઇંદ્રિય [જીભ], ઘ્રાણ ઇંદ્રિય [નાક] ચક્ષુ ઇંદ્રિય [આંખ], અને શ્રોત્ર ઇંદ્રિય [કાન] છે. આના મુખ્ય વિષયો સ્પર્શ, રસ આદિ પાંચ વિષયો છે, તથા તેને બીજી રીતે વિસ્તારતાં ત્રેવીસ ભેદ થાય છે. અને આ દરેકના વિકાર ગણતાં તે બસોબાવન થાય છે.

આ બધાં પાંચ ઇંદ્રિયના વિષયને તથા વિકારોને રોકનાર એટલે જે પોતાને અનુકૂળ પ્રીતિકારી હોય, તેના ઉપર રાગ ન ધરે, અને જે પ્રતિકૂળ અપ્રીતિકારી હોય તેનાપર દ્વેષ ન કરે, તેથી ગુરૂને પંચેંદ્રિયના સંવરયુક્ત કહ્યા.

## ૩૨.
## ઇંદ્રિય વિષય અને વિકાર.

હવે પાંચ ઇંદ્રિયના ત્રેવીસ વિષય અને બસોબાવન વિકાર કયા તેનો કોઠો કરી બતાવીએ.

| ૫ ઇંદ્રિયનાં નામ તથા અર્થ. | વિષય ૨૩. | વિકારો ૨૫૨. |
|---|---|---|
| ૧ સ્પર્શ (ફરસ) ઇંદ્રિય=ચામડી. | વિષય આઠ—[૧] હળવો સ્પર્શ તે રૂ જેવો; [૨] ગુરૂ (ભારે) સ્પર્શ તે વજ્ર આદિ જેવો; (૩) મૃદુ (કોમળ) સ્પર્શ—હાંસરૂ પ્રમુખ જેવો [૪] ખર (ખરબચડો) સ્પર્શ તે કરવતની ધાર જેવો અથવા ગાયની જીભ જેવો [૫] શીત [ટાઢો] સ્પર્શ બરફ જેવો [૬] ઉષ્ણ [ઉનો] સ્પર્શ અગ્નિ જેવો [૭] સ્નિગ્ધ [ચોપડો] સ્પર્શ—ઘી જેવો; અને [૮] લૂખો સ્પર્શ—ભસ્મ આદિ જેવો. | વિકાર ૯૬—ઉક્ત આઠ વિષયનો દરેક સચિત, અચિત, મિશ્ર એમ ત્રણુ પ્રકારે હોય, એટલે તેથી ૨૪ વિકાર થયા. તે ૨૪ માં દરેકને સારો, અને નરસો એ બે ગુણુ હોય તેથી ૪૮ વિકાર થાય અને તેનો રાગ અને દ્વેષ એ બેએ ગુણુતાં ૯૬ થાય. |
| ૨ રસઇંદ્રિય=જીભ | વિષય પાંચ—આમાં નીચેના છ રસનો સમાવેશ થાય છે. નામેઃ—મીઠો, ખાટો, ખારો, કડવો, કષાયલો, તીખો. આમાં છ રસ છે, છતાં પાંચ વિષય કહ્યા તેનું કારણ એકે છઠ્ઠો નામે કષાયલો રસ પાંચ રસના વિષયમાં સમાઇ જાય છે. | વિકાર ૭૨—આ છએ રસ રસ સારા અને નરસા મળી ૧૨, તે દરેક સચિત, અચિત અને મિશ્ર એમ ત્રણુ હોય, તેથી બધા મળી ૩૬, તેને રાગ અને દ્વેષ એમ બેએ ગુણુતાં ૭૨. |

| ૫ ઇંદ્રિયનાં નામ. તથા અર્થ. | વિષય ૨૩. | વિકારો ૨૫૨. |
|---|---|---|
| ૩ ઘ્રાણઇંદ્રિય=નાક | વિષય બે—[૧] સુરભિ ગંધ=સુગંધીદાર ગંધ અને [૨] દુરભિગંધ=દુર્ગંધી ગંધ—આવી રીતે બંને એટલે સુગંધી અને દુર્ગંધ પદાર્થથી જે ઘ્રાણેંદ્રિયનો વિષય થાય તે. | વિકાર ૧૨—કહેલા બે ગંધને સચિત, અચિત અને મિશ્ર એમ ગુણતાં ૭ થાય અને તેને રાગ, અને દ્વેષ એમ બેવડે ગુણતાં ૧૨ થાય. |
| ૪ ચક્ષુ ઇંદ્રિય= આંખ. | વિષય પાંચ—આ ઇંદ્રિયના પાંચ વર્ણ નામે [૧] સફેદ [૨] કાલો [૩] લીલો [૪] પીલો [૫] રાતો—એ પાંચ વિષય છે. | વિકાર ૬૦—આ પાંચ રંગને શુભ અને અશુભ એમ બંને હોય તેથી બેએ ગુણતાં ૧૦ થાય, તેને સચિત, અચિત, અને મિશ્ર એમ ત્રણે ગુણતાં ૩૦ થાય; અને તેને રાગ, અને દ્વેષ એ બેએ ગુણતાં ૬૦ થાય. |
| ૫ શ્રોત્રઇંદ્રિય= કાન. | વિષય ત્રણ—આ ઇંદ્રિયના વિષય ત્રણ શબ્દ છે નામેઃ-[૧] સચિત શબ્દ જેમ કે મોર, કોયલ વગેરે પક્ષી અને મનુષ્યના શબ્દ [૨] અચિત શબ્દ જેમકે વાજીંત્ર, તાલ મૃદંગના શબ્દ [૩] મિશ્રશબ્દ જેમકે પુરૂષ અને સ્ત્રીની વચ્ચે વસ્ત્રાદિક મિશ્ર ભેરી, નફેરી શંખ પ્રમુખના શબ્દ. | વિકાર ૧૨—આ ત્રણ વિષયને શુભ અને અશુભે ગુણતાં ૬ થાય, અને રાગ, અને દ્વેષે ગુણતાં ૧૨ થાય. |

## ૩૩.
## નવવિધ બ્રહ્મચર્ય.

આ નવ શીયળની વાડો એટલે ૯ પ્રકારે બ્રહ્મચર્યની ગુપ્તિ કહી છે તે છે. તે કઈ કઈ છે તે અગાઉ કહી જવાઇ છે ( જુઓ પૃ. ૯૮ ) પણ વિસ્તારપૂર્વક જોવું હોય તો છેવટે પરિશિષ્ટ જુઓ.

## ૩૪.
## ચાર પ્રકારના કષાય.

કષાય—[ કષ=સંસાર+આય=લાભ ] જેનાથી સંસારનો લાભ થાય છે એટલે જેનાથી ભવ-સંસાર કરવા પડે છે તે. તે મુખ્ય રીતે ચાર છે તેનાં નામઃ—

ક્રોધ—આથી પ્રીતિ નાશ પામે છે. ક્ષમાથી તે દૂર થાય છે.

માન—અહંકાર. મૃદુતાથી-વિનયથી તે નાશ પામે છે.

માયા—કપટ. સરલતાથી તે દૂર કરાય છે.

લોભ—સંતોષથી તે જીતાય છે.

## ૩૫.
## પાંચ પ્રકારનાં મહાવ્રત.

૧. સર્વ પ્રાણાતિપાતવિરમણ—સર્વથા પ્રકારે પ્રાણાતિપાત [જીવહિંસા] થી અટકવું તે. પ્રાણાતિપાત એટલે પ્રાણનો અતિપાત. પ્રાણ *દશ છે. પ્રાણને ધારણ કરનાર પ્રાણી કહેવાય છે. તે પ્રાણીના કોઇ પ્રાણનો અતિપાત કરવાથી વિરમવું તે પહેલું મહાવ્રત.

૨. સર્વ મૃષાવાદવિરમણ—સર્વથા પ્રકારે મૃષાવાદ [ જૂઠા બોલવા ] થી અટકવું તે.

૩. સર્વ અદત્તાદાનવિરમણ—સર્વથા પ્રકારે અદત્ત એટલે કોઇએ આપેલ નહિ તેનું આદાન એટલે લેવું, તેનાથી [ચોરીથી] અટકવું તે.

૪. સર્વ મૈથુનવિરમણ—સર્વથા પ્રકારે મૈથુનથી અટકવું તે.

૫. સર્વ પરિગ્રહવિરમણ—સવથા પ્રકારે પરિગ્રહથી અટકવું તે.

---

* પાંચ ઇંદ્રિય-(કાન, આંખ, નાક, જીભ અને ચામડી), મન, વચન, કાયા, શ્વાસોશ્વાસ, આયુષ્ય એ દશ પ્રાણ.

## પરિશિષ્ટ અ.

વિધિ—ઉભા થઇ બે હાથ જોડી નીચે મુજબ સુશ્રાવકે મુનિરાજને સંયમ યાત્રાનો નિર્વાહ પૂછવો.

### સુગુરૂને શાતા સુખ પૃચ્છા.

*ઇચ્છકાર, સુહરાઈ, સુહદેવસિ, સુખતપ, શરીર નિરાબાધ, સુખ સંજમ જાત્રા, નિર્વહોછોજી, સવામી શાતા છેજી, ભાત પાણીનો લાભ દેજોજી ॥

અર્થ—

ઇચ્છકાર—ઇચ્છા કરૂં છું.

સુહરાઈ—સુખે રાત્રી.

સુહ દેવસિ—સુખે દિવસ.

સુખતપ—સુખે તપશ્ચર્યામાં.

શરીરનિરાબાધ—શરીર સંબંધી નિરાબાધપણામાં-આબાધ એટલે પીડા રહીતપણે એટલે રોગરહિતપણે.

સુખ સંજમ જાત્રા—સુખે સંયમ યાત્રા

નિર્વહો છો—વહન કરો છો. તેમાં પ્રવર્તો છો. શાતા-સ્વસ્થતા.

વિવેચન—શ્રાદ્ધવિધિમાં કહ્યું છે કે સુશ્રાવક મુનિરાજને સંયમયાત્રાનો નિર્વાહ પૂછે, તે એમ કેઃ-"તમારી સંયમયાત્રા નિર્વહે છે? તમારી રાત્રિ સુખથી ગઇ? તમારૂં શરીર નિરાબાધ છે? કોઇ વ્યાધિ તમને પીડા તો નથી કરતો? વૈદ્યનું પ્રયોજન પડે તેવું શું કાંઇ નથી? ઔષધી આદિનો ખપ નથી? કાંઇ પથ્ય વગેરેની આવશ્યકતા નથી? વિગેરે પ્રશ્ન કરવાં.

હેતુ—આવા પ્રશ્ન કરવાથી કર્મની મોટી નિર્જરા થાય છે. કહ્યું છે કેઃ-સાધુઓની સન્મુખ જવાથી, તેમને વંદના તથા નમસ્કાર કરવાથી અને સંયમ યાત્રાનાં પ્રશ્ન પૂછવાથી ચિરકાળનું સંચિત કરેલું કર્મ પણ ક્ષણ માત્રમાં શિથિલ બંધવાળું થાય છે.

---

* આ સામાયિક સૂત્રમાં નથી, પણ તેનો ઉપયોગ ગુરૂને વંદન કરતાં થાય છે અને થવાની જરૂર પણ છે તેથી અહીં આપેલ છે.

# પરિશિષ્ટ બ.

## નવવિધ-નવપ્રકારે બ્રહ્મચર્ય.

પાંચ ઇંદ્રિયોના વિકારને રોકવાથી બ્રહ્મચર્ય આપોઆપ પાળી શકાય છે, છતાં તેમાં દૃઢ રહેવાને માટે તે બ્રહ્મચર્યમાં વિઘ્ન કરનાર જે નવ કારણો છે તેનાથી દૂર રહેવું જોઇએ, આ નવ કારણોથી ચેતવું તેને શાસ્ત્રમાં બ્રહ્મચર્યની **નવ વાડ** કહે છે. વાડ જેમ તેની અંદર રહેલ વસ્તુનું રક્ષણ કરે છે, તેવીજ રીતે બ્રહ્મચર્યનું આ નવ કારણો રક્ષણ કરે છે. આ નીચે પ્રમાણે છેઃ—

૧. विवक्तवसतिसेवा—એટલે એકાંત સ્થળમાં નિવાસ કરવો. વિવિક્ત એટલે સ્ત્રી, પશુ, નપુંસક તેનાથી રહિત એવા એકાંત સ્થાનનો પરિભોગ કરવો કારણકે સ્ત્રી વગેરેથી સહિત એવા સ્થાનને વિષે વસવાથી વ્રતધારી પુરૂષોને બ્રહ્મચર્યવ્રતના નાશ થવાનો પ્રસંગ આવે છે. શ્રી ઉદયરત્ન મહારાજ કથે છે કેઃ—

( ઢાલ વધાવાની. પહેલીને પાસો હોજી—એ દેશી. )

પહેલીને વાડે હોજી વીર જિનવરે કહ્યો,
સેવો સેવો હો વસ્તિ વિચારીનેજી.
સ્ત્રી, પશુ, પડંગ, હોજી વાસો વસે જિહાં,
તિહાં નવિ રહેવું હો શિલવ્રતધારીનેજી.
જિમ તરૂડાલે હોજી વસતો વાંદરો,
મનમાં બીએ રખે ભોંએ પડુંજી.
મંજારી દેખી હોજી પિંજરમાંહેથી,
પોપટ ચિંતે રખે દોટે ચડુંજી.
જિમ સિંહલંકી હોજી સુંદરી શિર ધરી,
જલનું બેડું હો જુગતિથી જાલવેજી.
તિમ મુનિ મનમાં હોજી રાખે ગોપવી,
નારીને નિરખી હોજી ચિત્ત નાવી ચાલવેજી.

જિહાં હોવે વાસો હોજી સહેજે મંજારનો,
જોખમ લાગે હો મુષકની જાતનેજી.
તેમ બ્રહ્મચારી હોજી નારીની સંગતે,
હારે હો હારેરે શિયલ સુદ્ધાંતનેજી.

ત્રુટક.

એમ વાડ વિધટે વિષય પ્રગટે, શંકા કંખા નીપજે.
તીવ્ર કામે ધાતુ બિગડે, રોગ બહુવિધ ઊપજે;
મન્નમાંહે વિષય વ્યાપે, વિષય શું મન રહે મળી,
ઉદયરત્ન કહે તિણે કારણ, નવ વાડ રાખો નિર્મલી.

**અર્થ**—શ્રી **વીર** જિનવરે પહેલી વાડમાં એવું કહ્યું છે કે વસ્તીને વિચારીને સેવવી, જ્યાં સ્ત્રી, પશુ, નપુંસક વસીને રહે છે ત્યાં શીયલવ્રતના ધારકને રહેવું નહિ. જેમ ઝાડની ડાળે વસતા વાંદરાને રખેને હું જમીનપર પડું એવી બીક લાગે છે, જેમ પોપટ પાંજરામાંથી બીલાડી દેખીને રખેને તેની દોટમાં આવી જાઉં એમ બીતો રહે છે, જેમ સિંહ ગતિવાળી સુંદરી માથાપર પાણીનું બેડું જુગતિથી જાળવે છે કે રખેને તે પડી જાય તેવી રીતે મુનિ મનને ગોપવી નારીને નિરખતાં ચિત્ત ચંચલ કરતા નથી. એતો સ્વાભાવિક છે કે જ્યાં બીલાડી વસે છે ત્યાં મુષક-ઉંદરની જાતને જરૂર પ્રાણનું જોખમ આવે; તેવી રીતે બ્રહ્મચારીને નારીની સંગતથી શીયલને પણ જોખમ લાગે છે.

એવી રીતે વાડનો નાશ થાય તો વિષય પ્રગટતાં શંકા, કાંક્ષા ઉત્પન્ન થાય છે, કામ તીવ્ર થતાં ધાતુ બગડે છે અને અનેક જાતના રોગ ઉપજે છે. મનમાં વિષય વ્યાપતાં વિષય સાથે મન મળી જાય છે; તેથી શ્રી ઉદયરત્ન કહે છે કે નિર્મળ એવી નવ વાડો જાળવો.

૨. સ્ત્રીકથાપરિહાર—સ્ત્રીની કથાનો પરિત્યાગ કરવો. સ્ત્રીઓની કથા કહેતાં વાતો ચાર પ્રકારની હોય છે. (૧) જાતિ કથા, (૨) કુલ કથા, (૩) રૂપ કથા, (૪) નેપથ્ય એટલે વેષ કથા.

શ્રી ઉદયરત્ન મહારાજ બીજી વાડ સંબંધી કહે છેઃ—

ઢાલ બીજી (વિદર્ભ દેશ કુંડનપુર નયરી—એ દેશી.)

સુરપતિ સેવિત ત્રિભુવનધણી, અજ્ઞાનતિમિરહર દિનમણિ;
શીયલ રતન યતનાને તંતે, ભાંખી વાડ બીજી ભગવંતે. ૧

ત્રુટક.

ભગવંત ભાખે સંઘ સાખે, શીયલ સુરતરૂ રાખવા;
મુક્તિ મહાફલ હેતુ અદ્‌ભુત, ચારિત્રનો રસ ચાખવા.
મીઠે વચને માનનીશું, યથા ન કરે કામની;
વાડ વિધિ શું જેહ પાળે, બલિહારી તસ નામની.
વાત વ્રતને ઘાતકારી, પવન જિમ તરૂપાતને;
વાત કરતાં વિષય જાગે, છે માટે તજો તુમ વાતને,
લીંબુ દેખી દૂરથી જિમ, ખટાશે ડાઢો ગળે;
ગગન ગર્જારવ સુણીને, હડકવા જિમ ઉચ્છળે.
તિમ વ્રતીનાં ચિત્ત ઉલ્લસે, વયણુ સુંદરીનાં સુણી;
કથા તજો તિણે કારણે, એમ પ્રકાશે ત્રિભુવનધણી.

અર્થ—ઇંદ્રથી સેવાયેલ ત્રણ ભુવનના સ્વામી, અને અજ્ઞાનરૂપી અંધકારને હરવામાં સૂર્ય સમાન એવા ભગવાને શીયલરૂપી રત્નની યત્ના એટલે સંભાળ કરવા માટે બીજી વાડ કહી છે.

ભગવંત સંઘની સાક્ષીએ એવું ભાખે છે કે શીયલરૂપી દેવવૃક્ષનું રક્ષણ કરવા અને મુક્તિરૂપી મહાફળના હેતુરૂપ ચારિત્રનો અદ્‌ભુત રસ ચાખવા માટે માનુની એટલે સ્ત્રી સાથે મીઠા વચનથી કામની વાત ન કરવી. આ વાડ વિધિથી જે પાળે તેના નામની બલિહારી છે; (કારણ કે) જેમ પવન ઝાડને પાડી નાખે છે તેમ સ્ત્રીની વાત શિયલવ્રતનો નાશ કરનાર છે. વાત કરવાથી વિષય જાગે છે માટે તે વાત તમે તજો. જેમ દૂરથી લીંબુ જોઇને તેની ખટાશથી દાઢમાં પાણી આવે છે, જેમ વાદળમાં ગર્જના સાંભળવાથી હડકવા વધારે ઉછળે છે, તેમ વ્રતીનાં

ચિત્ત સુંદરીનાં વચનો સુણીને ઉલ્લસે છે તેથી કથા તજો એમ ત્રિભુવનનાથ પ્રકાશે છે.

૩. निषद्यानुपवेशनम्—નિષદ્ય એટલે સ્ત્રીની બેસવાની વસ્તુ ઉપર બેસવું નહિ. વિશેષાર્થમાં એ છે કે પાટ પાટલો પ્રમુખ સ્ત્રીને બેસવાની વસ્તુપર સ્ત્રી ઉઠી ગયા પછી બે ઘડી સુધી બ્રહ્મચારીએ બેસવું નહિ, કારણકે તત્કાલ બેસે તો તેને, સ્ત્રીના શરીરનો જે સંયોગ તેથી થયેલા ઉષ્ણસ્પર્શના વશથી મનને વિહ્વલતા થવા રૂપ દોષનો સંભવ છે. શ્રી ઉદયરત્ન મહારાજ કથે છે કે:—

ઢાલ ત્રીજી. (તટ જમુનાનોરે અતિ રળીઆમણોરે—એ દેશી.)

ત્રીજીને વાડેરે, ત્રિભુવનરાજીયોરે, એણીપરેં દીએં ઉપદેશ<br>
આસન છંડોરે સાધુજી નારીનોરે, મુહૂર્ત્ત લગે સુવિશેષ<br>
હું બલિહારીરે જાઉં તેહનીરે. ૧.<br>
ધન્ય ધન્ય તેહની હો માત.<br>
શીલ સુરંગીરે રંગાણી રાગશુંરે, જેહની સાતે હો ધાત. હું૦ ૨.<br>
શયનાસનેરે પાટયને પાટલેરે, જિહાં જિહાં બેસે હો નાર;<br>
બે ઘડી લગેરે તિહાં બેસે નહિરે, શીલ વ્રત રાખણહાર. હું૦ ૩.<br>
કોહોલા કેરીરે ગંધ સંયોગથીરે, જિમ જાયે કણકની વાક;<br>
તિમ અબલાનુંરે આસન સેવતાંરે, વિણસે શિયલ સુપાક. હું૦ ૪.

અર્થ—ત્રિભુવનના રાજા એવા પ્રભુ ત્રીજી વાડના સંબંધમાં એવો ઉપદેશ આપે છે કે સાધુજી ! એક મુહૂર્ત સારી રીતે નારીનું આસન તજો. આમ કરનારની હું બલીહારી જાઉં છું. તેમની માતાને ધન્ય ધન્ય છે, કે જે શીલથી સુરંગિત છે અને જેની સાતે ધાતુ પણ શીલ પરના પ્રેમથી રંગાયેલી છે. સૂવાના આસનપર, પાટ કે પાટલાપર જ્યાં જ્યાં સ્ત્રી બેસે ત્યાં બે ઘડી સુધી શીલની રક્ષા કરનાર બેસે નહિ. જેમ કણકની ચીકાશ કોળાની ગંધ આવવાથી જાય છે તેમ અબળા એટલે સ્ત્રીનું આસન સેવવાથી શિયલરૂપી સારો પાક બગડે છે.

૪. इन्द्रियाप्रयोगः--સ્ત્રીના શરીરને વિષે-અંગોપાંગને વિષે પોતાની નેત્રાદિ ઇંદ્રિયોનો પ્રવેશ ન કરે-જોવું આદિ ક્રિયા ન કરે. આનો વિશેષાર્થ એ છે કે નેત્ર વગેરે ઇંદ્રિયોના વિષયભાવને કોઇ પ્રકારે પામેલા, એટલે ચક્ષુ વગેરે ઇંદ્રિયોને દેખવા પ્રમુખ જે વિષય તેને કોઇ પ્રકારે પામેલા એવા, સ્ત્રીના શરીરના અવયવ કહેતાં ગુહ્ય, સાથલ, મુખ-કાખ, સ્તન, ઇત્યાદિ અંગો તેને વિષે અપ્રયોગ કરવો એટલે તે તે સ્ત્રીનાં અંગોને જોવા વાસ્તે પ્રયત્ન ન કરવો, એટલે સહજ કોઇ પ્રકારે સ્ત્રીનાં કોઇક અંગ દેખવામાં આવી જાય તો ફરીથી તે અંગને જોવામાં પ્રયત્ન ન કરવો તેમજ સ્ત્રીનાં અંગ માત્રને વિષે સર્વ ઇંદ્રિયોનો અપ્રયોગ કહેતાં અવ્યાપાર કરવો.

આહારાદિક લેવા જતાં આહાર આપનારી સ્ત્રી પાસે કોઇ સચિત વસ્તુ છે કે નહીં તે તપાસવા તથા સ્ત્રી સગર્ભા છે કે નહીં તે તપાસવા સ્ત્રીનાં અંગોપાગને જોવાં પડે તો ઉપરનાં કારણોથી સાપેક્ષ જોવાની છુટ છે; પણ રાગના હેતુથી જોવાં નહીં. શ્રી ઉદયરત્નજી કહે છે કેઃ—

ઢાલ ચોથી ( હું વારી રંગઢોલણા—એ દેશી )

ચોથી તે વાડે તુમે ચેતજો હો રાજ, એણિપરેં ભાંખે શ્રી જિનભૂપ રે
સંવેગી સૂધા સાધૂજી.
નયણકમલ વિકાસીને હો રાજ, રખે નિરખો રમણીનું રૂપ રે.
સંવેગી સૂધા સાધૂજી--૧.
રૂપ જોતાં રઢ લાગશે હો રાજ, હેલા ઉલ્લસશે અનંગરે--સંવેગી.
મનમાંહે જાગશે મોહની હો રાજ, ત્યારે હોશે વ્રતનો ભંગરે--સં. ૨.
દિનકર સાહામું દેખતાં હો રાજ, જગમેં નયણેં ઘટે જિમ તેજરે. સં.
તિય તરૂની તન પેખતાં હો રાજ, હીણું થાયે શીયલ સુહેજરે સં. ૩.

અર્થ--શ્રી જિનરાજા ચોથી વાડમાં એમ ભાખે છે કે રાજા એટલે આત્માએ ખાસ ચેતવાનું એ છે કે રખે નયનરૂપી કમળને વિકાસીને સ્ત્રીનું રૂપ નિરખી નિરખી જોવામાં આવે. રૂપ જોવાથી રઢ એટલે પ્રીતિ લાગશે અને

અનંગ એટલે કામદેવ ઉલ્લસશે. મનમાં મોહની જાગશે અને તેથી શીયલ વ્રતનો ભંગ થશે. જેમ સૂર્ય સામું નિરખીને જોતાં આંખનું તેજ ઘટે છે, તેમ તરૂણી-સ્ત્રીનું શરીર પેખતાં શીયલ સ્વાભાવિક રીતે નબળું થાય છે.

૫. **कुड्यांतरदांपत्यवर्जनम्**--એટલે એક ભીંતને આંતરે સ્ત્રી પુરૂષનું યુગલ રહેતું હોય એવા સ્થાનનો ત્યાગ કરવો. કુડ્ય એટલે ભીંત, તેના અંતરે રહેલું દંપતિ એટલે સ્ત્રી પુરૂષનું જોડું તેને કુડ્યાંતર-દાંપત્ય કહીએ. તે જ્યાં રહેતાં હોય તેવા સ્થાનનો વસવા નિમિત્તે, અથવા સ્વાધ્યાય, ધ્યાન ઈત્યાદિ નિમિત્તે ત્યાગ કરવો અર્થાત્ એવા સ્થાનમાં સ્વાધ્યાયાદિક ન કરવાં. કારણ કે તેમ કરવાથી તેઓનાં શૃંગારમય વચન સાંભળવાથી વ્રતને હાનિ પહોંચવા સંભવ છે.

શ્રી ઉદયરત્નજી મહારાજ વદે છે કે:--

ઢાલ પાંચમી (થાંપર વારી મારા સાહિબા, કંબલ મત ચાલો-એ દેશી.)

પાંચમી વાડી પરમેસરે, વખાણીજી વારૂ,
સાંભળજો શ્રોતા તુમે, ધર્મી વ્રત ધારૂ. ૧.
કુડયંતર વર કામિની, રમે જિહાં રાગે,
સ્વર કંકણાદિકનો સુણી, જિહાં મન્મથ જાગે. ૨.
તિહાં વસવું બ્રહ્મચારીને, ન કહ્યું વીતરાગે,
વાડ ભાંગે શીલરત્નની, જિહાં લાંછન લાગે. ૩.
અગ્નિ પાસે જિમ ઓગળે, ભાજન માંહે ધરિયા,
લાખને મીણ જાએ ગળી, નવિ રપે રસભરિયા. ૪.
તિમ હાવભાવ નારીતણા, હાંસું ને રૂદના,
સાંભળતાં શીયળ વીઘટે, મન વીંધે મદના. ૫.

અર્થ--પરમેશ્વરે પાંચમી વાડ વખાણી છે તે ધર્મવાળા અને વ્રત-ધારી શ્રોતાજનો! તમે સાંભળજો. કુડ્ય એટલે ભીંતને આંતરે જ્યાં વર અને વહુ રાગથી રહે છે, જ્યાં કંકણ આદિનો અવાજ થતાં મન્મથ ટલે કામદેવ જાગે છે ત્યાં બ્રહ્મચારીએ વસવું નહિ એમ વીતરાગ

પ્રભુએ કહ્યું છે. અગ્નિ પાસે વાસણમાં ધરેલા લાખ અને મીણ ઓગળી-ગળી જાય છે, અને રસ ભરેલા રહેતા નથી તેમ સ્ત્રીના હાવભાવ, હાસ્ય, અને રૂદન સાંભળતાં શીયલ બહુ ઘટે છે અને મદન એટલે કામદેવ મનને વીંધે છે.

૬. **પુર્વક્રીડિતાસ્મૃતિઃ**—સ્ત્રી સાથે જે પ્રથમ ક્રીડા કરી હોય તેનું સ્મરણ ન કરવું. પ્રવજ્યા-દીક્ષા અંગિકાર કર્યા પહેલાં અથવા તો વ્રત લીધા પહેલાં અતિશય પ્રમોદ ઉપજાવનાર એવી જે સ્ત્રી તેનો પ્રસંગ પ્રમુખ જે વિલાસ કરેલા હોય તેનું સ્મરણ ન કરવું. જે પ્રથમ સ્ત્રીનો ભોગ ભોગવીને પછી સાધુ થયેલા છે તે પ્રત્યે આ ઉપદેશ છે.

શ્રી ઉદયરત્ન મહારાજ કહે છેઃ--

ઢાલ છઠ્ઠી ( સહીયાં મારાં નયણ સમારો-એ દેશી ).

છઠીને વાડે છેલછબીલો, ગુણરત્ને ગાઢો ભર્યોજી,
સિદ્ધારથકુલે નગીનો, વીરજિણંદ એમ ઉચ્ચરેજી. ૧.
અવ્રતીપણે તે જે આગે, કામક્રીડા બહુવિધ કરીજી,
વ્રત લેઇને વિલસિત પહેલાં, રખે સંભારો દિલ ધરીજી. ૨.
અગ્નિ ભાર્યો ઉપર પૂળો, મેલે જિમ જ્વાલા વમીજી,
વરસ દિવસેં જિમ વિષધરનું, શંકાએ વિષ સંક્રમેજી. ૩.
વિષયસુખ વિલસિત પહેલાં, તિમ શીયલવંત સંભારતોજી,
વ્યાકુલ થઇ શીયલ વિરાધે, પછી થાયે ઓરતોજી. ૪.

અર્થ--સિદ્ધારથ રાજાના કુળમાં ગુણરત્નથી પૂર્ણ ભરેલ એવા છેલછબીલા નગીન વીરજિનેંદે છઠ્ઠી વાડના સંબંધમાં એવું કહેલ છે કે પૂર્વે વ્રતી થયા પહેલાં-દીક્ષા લીધા પહેલાં એટલે સંસારીપણે જે જે જુદી જાતની કામક્રીડા કરી હોય તે તથા આગળના વિલાસો વ્રત લીધા પછી રખેને દિલથી સંભારો-યાદ કરતા હો ! એટલે તેમ ન થવું જોઇએ. ભારેલો અગ્નિ હોય અને તે ઉપર જો ઘાસનો પૂળો

મૂકેલો હોય તો ફરી અગ્નિ વમાય છે-થાય છે, વળી જેમ સરપ વરસ આખરે મેં વિષ વમ્યું હશે કે નહીં એવી શંકા થતાં ફરીવાર વિષ આહાર કાઢે છે તેવી રીતે શિયળવંત આગળનાં વિષય સુખ અને વિલાસો યાદ કરતો થકો વ્યાકુળ થાય છે અને તેથી શીયળ વ્રતની વિરાધના કરે છે અને પછી ઓરતો-અફસોસ થાય છે. ૧-૪.

૭. **प्रणीताभोजनम्**—પ્રણીત એટલે અતિ સ્નિગ્ધ એવાનું અભોજન કરવું-ભોજન કરવું નહિ. એટલે ગળતાં છે ઘીનાં બિંદુ જેથી-ઘી આદિકથી ઘણો રસબસ થએલો આહાર લેવો નહિ એટલે તેનાથી પોતાનું ઉપજીવન ન કરવું. મતલબ જેનાથી વિષયવાસના વધે તેવો આહાર કે દવા મુનિએ કે વ્રતધારીએ ગ્રહણ કરવાં નહીં.

શ્રી ઉદયરત્ન મહારાજનું કથન એ છે કેઃ—

ઢાલ સાતમી ( ગઢ બુંદીરાવાલા—એ દેશી )

સાતમી વાડે **વીર** પયંપે, સુણો સંજમના રાગી હો
શીલરથના હો ધોરી, સુધા સાધુ વૈરાગી.
મુજ આણાકારી ને બ્રહ્મચારી, વિષયરસના ત્યાગી હો.
શીલરથના હો ધોરી, સુધા સાધુ વૈરાગી. ૧.
સરસ આહાર તજજોજી સહેજે, વિગય થોડી વાવરજો હો શી.
માદક આહારેં મન્મથ કોપે, તેજાનો પરિહરજો હો શી. ૨
સન્નિપાને જિમ ધૃત યોગે, અધિક કરે ઉલાળો હો શી.
પાંચે ઇંદ્રિય તિમ રસેં પોષ્યાં, ચારિત્રમાં કરે ચાળા હો શી. ૩

અર્થ—હે સંજમના રાગી, શીલરથને હાંકનાર શુદ્ધ વૈરાગ્યવાન સાધુઓ! સાતમી વાડના સંબંધમાં શ્રી **વીર**પ્રભુ જે કહે છે તે સાંભળો. 'તમે બ્રહ્મચારી વિષયરસના ત્યાગી હોઈ મારી આજ્ઞાએ વર્તો છો; તો સ્વાભાવિક રીતે સરસ એટલે રસવાળો આહાર તજી દેજો, અને વિગય એટલે વિકૃતિ-વિકાર કરનાર પદાર્થો કહ્યા છે તે ઓછા વાપરજો. માદક આહારથી કામ એકદમ જાગે છે તો તેજાનો તજજો. ઘી ખાવાથી

જેમ સંનિપાત ઘણો ઉછાળો મારે છે એટલે વધે છે તેમ રસથી પોષેલી પાંચે ઇંદ્રિયો ચારિત્રમાં ચાળા કરે છે-વિધવિધ વિક્ષેપ પાડે છે. ૧-૩.

૮. **अतिमात्राभोग:**—અતિશય એટલે પ્રમાણથી અધિક આહારનો ભોગ ન કરવો એટલે અતિ સ્નિગ્ધ ન હોય તો પણ તે આહાર અતિશય ન કરવો. બત્રીશ કોળીઆ, ઇત્યાદિ જે શાસ્ત્રમાં પ્રમાણ લખ્યું છે તેથી અતિશય-વધારે આહાર ન કરવો. અતિ આહારથી વિષયવૃદ્ધિ થાય છે અથવા તો પચાવવાને માટે તેવી દવા ખાવી પડે છે.

શ્રી ઉદયરત્નમુનિ એમ વદે છે કે:—

ઢાળ આઠમી. ( રાગ મારૂ. ગોઠણ ખોલો કમાડ-એ દેશી )

ત્રિશલાસુત હો ત્રિગડે બેસી એમ, આઠમી વાડ વખાણી શીલની;
અતિમાત્રા હો આહાર તજો અણગાર, લાલચ રાખો જો સંજમ શીલની. ૧
અતિ આહારે હો આવે ઊંઘ અપાર, સુપનમાંહે થાયે શીલવિરાધના:
વળી થાયે હો તેણે મદવંતી દેહ, સંયમની નવી થાયે આરાધના. ૨
જિમ શેરના હો માપામાંહે દોઢ શેર, ઓરીને ઉપર દીજે ઢાંકણું;
ભાંજે તોલડી હો ખીચડી ખેરૂ થાય, તેમ અતિમાત્રાએ વ્રત બગડે ઘણું. ૩

અર્થ—ત્રિશલા માતાના પુત્ર શ્રીવીરપ્રભુએ ત્રણ ગઢમાં બેસી શીલની આઠમી વાડ પર વ્યાખ્યાન કર્યું છે કે હે અણગાર-મુનિઓ! શીલ સંજમની લાલચ-ઇચ્છા રાખો તો આહાર અતિમાત્રાએ તજવાનો છે. અતિ આહારથી ઘણીજ ઉંઘ આવે છે, અને સ્વપ્નમાં શીલની વિરાધના-ખંડના થાય છે. વળી તેથી શરીર મદવાળું થતાં સંયમની આરાધના થઇ શકતી નથી-સંયમ બરાબર પાળી શકાતો નથી. જેમ કોઈ શેરનું માપ હોય તેમાં દોઢ શેર (ચૂલાપર) ઓરીને-નાંખીને તેના પર એકદમ ઢાંકણું દેવામાં આવે અને તેથી તે તોલડી-વાસણ-માપ તુટી જાય, અને વધારે ભરેલું અનાજ-ખીચડી ઢોળાઇ જાય, તેમ અતિમાત્રાએ—ગજા ઉપરાંત આહાર લેવાથી શીયલ વ્રત ઘણું બગડે છે.

૯. **विभूषापरिवर्जनम्**—અલંકારનો ત્યાગ કરવો-ન પહેરવાં-એટલે શૃંગારનાં લક્ષણવાળાં શરીરની અને ઉપકરણની શોભાનો ત્યાગ કરવો.

આવી રીતે ઉપર કહેલાં સ્ત્રી કથાદિક નવ કારણનો ત્યાગ કરવો કારણ કે તે સર્વને મોહના ઉદ્રેકપણાના એટલે અતિશય મોહની ઉત્પત્તિના હેતુ છે. શ્રી ઉદયરત્ન મુનિશ્રી કથે છે કેઃ—

ઢાલ નવમી. (કાયથ કેસવારે—અથવા ગરબાની દેશી.)

નવમી વાડે નિવારજોરે, સાધુજી શણગાર;
શરીર શોભાવ્યું શોભે નહિરે, અવનિતલે અણગાર. ૧
એમ ઉપદેશે **વીર**જીરે, મુનિવર ધરજોરે મન;
શીખામણ એ માહરીરે, કરજો શીલ જતન. ૨
સ્નાન વિલેપન વાસનારે, ઉત્તમ વસ્ત્ર અપાર;
તેલ તંબોલ આદિ તજોરે, ઉદ્‌ભટ વેશ સફાર. ૩
ધોઇને ધરણી ધર્યોરે, જિમ રત્ન હાર્યો કુંભાર;
તિમ શીલ રત્નને હારશોરે, જો કરશો શણગાર. ૪

અર્થ—હે સાધુજી! નવમી વાડે શણગારનો ત્યાગ કરજો. શણગારથી શોભાવેલું શરીર આ પૃથ્વીપર હે સાધુજી! શોભતું નથી એવું શ્રી **વીર**જી ઉપદેશે છે તો તે મુનિવર! મનમાં ધારી રાખજો; અને કહે છે કે મારી શિખામણ એ છે કે શીલની રક્ષા કરજો. ૧–૨.

ન્હાવું, વિલેપ કરવો, વાસ સુગંધ રાખવા, ઘણાં ઉત્તમ વસ્ત્ર, તેલ તંબોલ આદિ જે ઘણો ઉદ્‌ભટ એટલે બાંકેરાવ જેવો વેશ તજો. જેમ કુંભારે ભૂમિ ઉપર ધોઇને રાખેલ રત્નને ખોઈ દીધો, તેમ જો શણગાર કરશો તો શીલરૂપી રત્ન ખોઈ બેસશો. ૩–૪.

છેલ્લે શ્રી ઉદયરત્ન કવિ કહે છે કેઃ—

ઢાલ દશમી (ભટીયાણીની દેશી.)

એકલી નારી સાથે, મારગે જાતાં હો, વળી વાત ન કીજીએ,
એક સેજે નર દોય, શીલવંત નવિ સૂવે હો, સહેજે ગાલ ન દીજીએ. ૧.
ન સૂવારે નિજ પાસ, સાડાછ વરસની હો, કાંઇ પુત્રીને પણ હેજમાં,
સાત વરસ ઉપરાંત, સુતને પણ ન સૂવારે હો, કાંઈ શીલવંતી તેમ સેજમાં. ૨.

સ્રીસંગે નવલાખ, પ્રાણી હણાયે હો, ભગવંતે ભાંખ્યું ઇસ્યું,
અસંખ્યાતા પણ જીવ, સમૂર્ચ્છિમ પંચેંદ્રિય હણાયે હોં, ઘણું કહીએ કિસ્યું.૩.
એમ જાણી નરનારી, શીયલની સદ્દહણા હો, શુદ્ધિ મનમાં ધારજો,
એહ દુર્ગતિનું મૂલ, અબ્રહ્મસેવામાંહિ હો, જાતાં મનને વારજો. ૪.
તપગચ્છગયણદિણુંદ, મનવંછિત ફલદાતાહો, શ્રી હીરરત્નસૂરીશ્વર,
પામી તાસ પસાય, વાડ વખાણી હો, શીયલની એહ મનોહર. ૫.
ખંભાત રહી ચોમાસ, **સત્તરસેં ત્રેસઠે** હો, શ્રાવણ વદિ બીજ બુધે ભણી.
ઉદયરત્ન કહે કરજોડ, શિયલ જે પાલે હો, તેહને જાઉં ભામણે. ૬.

અર્થ—શીયલવંત થવાનો ઉપદેશ કરવા ઉપસંહારમાં કહે છે કેઃ—એકલી નારીની સાથે માર્ગમાં વાત ન કરીએ, એક પથારીમાં બે પુરૂષ હોય તો તેવી રીતે શીલવંત સૂવે નહિ, એને સ્વાભાવિક રીતે ગાળ ન આપે. પોતાની પુત્રીને પણ સાડા છ વરસની ઉમર થયા પછી પોતાની સાથે આનંદથી સુવાડે નહિ, અને તેવીજ રીતે શીયલવતી નારી પોતાના પુત્રને પણ સાત વરસ ઉપરની ઉમરનો થયા પછી પોતાની સાથે એક પથારીમાં સૂવાડે નહિ. ૧-૨.

ભગવંતે એવું ભાખેલું છે કે સ્રી સંગ કરતાં નવલાખ જીવ હણાય છે, વળી અસંખ્યાતા જીવ સમૂર્ચ્છિમ પચેંદ્રિય જીવ હણાય છે. આ વિષે કેટલું કહેવું ? માટે એમ જાણી નરનારીએ શીયલનું સરસ વહન કરવું એમ મનમાં શુદ્ધિથી ધારવું. અને અબ્રહ્મ-મૈથુનની સેવા કરવી એ માઠી ગતિનું મૂળ છે એમ જાણી તેમાં જતા મનને રોકવું ઘટે છે. ૩-૪.

હવે શ્રી ઉદયરત્ન મહારાજ પોતાની પ્રશસ્તિ કહે છે કે તપગચ્છરૂપી આકાશના દિનેંદ્ર એટલે સૂર્ય સમાન મન વાંછિત ફળના આપનાર શ્રી હીરરત્ન સૂરીશ્વરની કૃપા પામી શીયલની મનોહર વાડનું અહીં વ્યાખ્યાન કર્યું છે. ચોમાસું ખંભાતમાં હતું ત્યારે સં. ૧૭૬૩ ના શ્રાવણ વદ ૨ વાર બુધવારે શ્રી ઉદયરત્ન મહારાજે આ ઢાળો બનાવી છે, અને છેલ્લે કહે છે કે જે શિયળ પાળે તેને હું વારી જાઉં. ૫-૬.

## પરિશિષ્ટ ૩.

## સવિધિ સામાયિક સૂત્રપાઠ.

### ૧. સામાયિક લેવાની વિધિ.

(૧) પ્રથમ ઉંચે આસને પુસ્તક આદિ જ્ઞાનાદિનું ઉપકરણ મૂકીને.

(૨) શ્રાવક શ્રાવિકાએ કટાસણું, મુહપત્તિ અને ચરવળો લઇ શુદ્ધ વસ્ત્ર સહિત.

(૩) જગ્યા પુંજી કટાસણું પાથરી તે ઉપર બેસી.

(૪) મુહપત્તિ ડાબા હાથમાં મુખ પાસે રાખી તે વડે મુખ ઢાંકી.

(૫) જમણો હાથ ઉંચો સ્થાપનાની સન્મુખ રાખીને.

એક 'નવકાર' તથા 'પંચિંદિય' સૂત્ર કહેવાં.

**નવકાર ( નમસ્કાર ) સૂત્ર.**

**નમો અરિહંતાણં,**
**નમો સિદ્ધાણં,**
**નમો આયરિયાણં,**
**નમો ઉવજ્ઝાયાણં,**
**નમો લોએ સવ્વ સાહૂણં.**
**એસો પંચ નમુક્કારો, સવ્વ પાવપ્પણાસણો ।**
**મંગલાણં ચ સવ્વેસિં, પઢમં હવઈ મંગલં ॥**

**'પંચિંદિઅ' સૂત્ર-ગુરૂગુણ સ્મરણ.**

મૂળ પાઠ-ગાથામાં.

**પંચિંદિઅ-સંવરણો,**
**તહ નવવિહ-બંભચેર-ગુત્તિધરો;**

ચઉવિહ-કસાય-મુક્કો,
ઇઅ અટ્ઠારસ-ગુણેહિં સંજુત્તો ॥૧॥
પંચમહવ્વયજુત્તો,
પંચવિહાયારપાલણસમત્થો;
પંચસમિઓ તિગુત્તો,
છત્તીસ ગુણો ગુરૂ મજઝ ॥૨॥

પછી ખમાસમણ દેવું.

'ઈચ્છામિ ખમાસમણ'-પ્રણિપાત સૂત્ર.

મૂળ પાઠ.

ઈચ્છામિ ખમાસમણો!
વંદિઉં જાવણિજ્જાએ
નિસીહિઆએ
મત્થએણ વંદામિ ॥

પછી ઇરિયાવહિ, તસ્સ ઉત્તરી, અન્નત્થ ઊસસીએણં કહેવાં.

'ઇરિયાવહિયં' સૂત્ર-ઇર્યાપથિકી સૂત્ર.

[ વિરાધનાની આલોચના-પ્રાયશ્ચિત્ત સૂત્ર. ]

મૂળ પાઠ.

ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્!
ઇરિયાવહિયં પડિક્કમામિ । ઈચ્છં ॥
ઈચ્છામિ પડિક્કમિઉં ॥૧॥
ઇરિયાવહિયાએ વિરાહણાએ ॥૨॥
ગમણાગમણે ॥૩॥
પાણક્કમણે, બીયક્કમણે, હરિયક્કમણે,

ઓસા-ઉત્તિંગ-પણુગ-દગ-મટ્ટી-મક્કડાસંતાણા-
સંકમણે ॥૪॥

જે મે જીવા વિરાહિયા ॥૫॥—
એગિંદિયા બેઈંદિયા, તેઈંદિયા.
ચઉરિંદિયા, પંચિંદિયા ॥૬॥—
અભિહયા, વત્તિયા, લેસિયા,
સંઘાઇયા, સંઘટ્ટિયા, પરિયાવિયા,
કિલામિયા, ઉદ્દવિયા,
ઠાણાઓ ઠાણં સંકામિયા, જીવિયાઓ વવરોવિયા,
તસ્સ મિચ્છા મિ દુક્કડં ॥૭॥

## 'તસ્સ ઉત્તરી' સૂત્ર–ઉન્માર્ગકરણ સૂત્ર.

[ કાર્યોત્સર્ગનો સંકલ્પ અને હેતુ ]

### મૂળ પાઠ.

તસ્સ ઉત્તરીકરણેણં,
પાયચ્છિત્તકરણેણં
વિસોહિકરણેણં,
વિસલ્લીકરણેણં,
પાવાણં કમ્માણં નિગ્ઘાયણટ્ઠાએ,
ઠામિ કાઉસ્સગ્ગં ॥

## 'અન્નત્થ ઊસસિએણં' સૂત્ર.

[ કાર્યોત્સર્ગના આગારો ]

### મૂળ પાઠ.

અન્નત્થ ઊસસિએણં,
નીસસિએણં,

ખાસિએણં,
છીએણં,
જંભાઈએણં,
ઉડ્ડુએણં,
વાયનિસગ્ગેણં,
ભમલિએ,
પિત્તમુચ્છાએ. ॥૧॥
સુહુમેહિં અંગસંચાલેહિં,
સુહુમેહિં ખેલસંચાલેહિં,
સુહુમેહિં દિટ્ઠિ સંચાલેહિં ॥૨॥
એવમાઇએહિં આગારેહિં અભગ્ગો,
અવિરાહિયો,
હુજ્જ મે કાઉસ્સગ્ગો ॥૩॥
જાવ અરિહંતાણં,
ભગવંતાણં,
નમુક્કારેણં,
ન પારેમિ ॥૪॥
તાવ કાયં,
ઠાણેણં,
મોણેણં,
ઝાણેણં,
અપ્પાણં વોસિરામિ ॥૫॥

પછી એક 'લોસ્સગ' ના 'ચંદેસુ નિમ્મલયરા' સુધીના (લોગ-

સ્સ ન આવડે તો ચાર નવકારનો) કાઉસગ્ગ કરવો; એટલે તેમાં લોગ-સ્સ' ના પચીસ પદ 'ચંદેસુ નિમ્મલયરા' સુધીનાં ચિંતવવાં.

## 'લોગસ્સ' સૂત્ર-નામસ્તવ.

[ ચતુર્વિંશતિ સ્તવ-૨૪ તીર્થંકરની સ્તુતિ ]

મૂળપાઠ:—

લોગસ્સ ઉજ્જોઅગરે,
ધમ્મતિત્થયરે જિણે,
અરિહંતે કિત્તઈસ્સં,
ચઉવિસં પિ કેવલી. ×॥ ૧ ॥
ઉસભમજિયં ચ વંદે,
સંભવમભિણંદણં ચ સુમઈં ચ,
પઉમપ્પહં સુપાસં,
જિણં ચ ચંદપ્પહં વંદે. ॥ ૨ ॥
સુવિહિં ચ પુપ્ફદંતં,
સીઅલ-સિજ્જંસ-વાસુપુજ્જં ચ,
વિમલમણંતં ચ જિણં,
ધમ્મં સંતિં ચ વંદામિ ॥ ૩ ॥
કુંથું અરં ચ મલ્લિં,
વંદે મુણિસુવ્વયં નમિજિણં ચ,
વંદામિ રિટ્ઠનેમિં,
પાસં તહ વદ્ધમાણં ચ ॥ ૪ ॥
એવં મએ અભિથુઆ,
વિહુયરયમલા પહીણજરમરણા,

×આ અનુષ્ટુપ્ છંદ-શ્લોક છે, અને ત્યારપછી બધું ગાથા-આર્યા છંદમાં છે.

**ચઉવીસંપિ જિણવરા,**
**તિત્થયરા મે પસીયંતુ ॥ ૫ ॥**
**કિત્તિય વંદિય મહિયા,**
**જે એ લોગસ્સ ઉત્તમા સિદ્ધા,**
**આરૂગ્ગ બોહિલાભં,**
**સમાહિવરમુત્તમં દિંતુ ॥ ૬ ॥**
**ચંદેસુ નિમ્મલયરા,**
**આઇચ્ચેસુ અહિયં પયાસયરા,**
**સાગરવર ગંભીરા,**
**સિદ્ધા સિદ્ધિં મમ દિસંતુ ॥ ૭ ॥**

પૃ. ૧૭૯–૧૮૦.

(૧) કાઉસગ્ગ પૂરો થયા પછી '**નમો અરિહંતાણં**' એ પદ કહીને કાઉસગ્ગ પારવો. (૨) આ કાઉસગ્ગ પછી સંપૂર્ણ '**લોગસ્સ**' એટલે 'સિદ્ધા સિદ્ધં મમ દિસંતુ' સુધીનો આખો **પ્રગટ** કહેવો.

'**લોગસ્સ**' **સૂત્ર** જુઓ ઉપર.

'લોગસ્સ'ના પાઠ પ્રગટ કહ્યા પછી (૧) '**ખમાસમણ**' દેવું

(૨) સદ્‌ગુરૂની આજ્ઞા મુહપત્તિ પડિલેહવા માટે આ રીતે માગવી.

'**ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! મુહપત્તિ પડિલેહું?**'

એમ કહી કાંઇક વિરામ લઇ,

(૩) સદ્‌ગુરૂ આજ્ઞા આપે '**પડિલેહ**'

(૪) સદ્‌ગુરૂ ન હોય તો, સામાયિક કરનારે '**ઇચ્છં**' એમ કહી.

(૫) ગોદોહાસને બેસી જવું. ગોદોહાસન માટે જુઓ પૃ. ૧૯૫ પુ.

(૬) પછી **પંચાસ બોલ** ચિંતવવા સાથે **મુહપત્તિ પડિલેહવી.**

(મુહપત્તિ પડિલેહતાં ચિંતવવાના પચાસ બોલ.)

૧. સૂત્ર, અર્થ, તત્ત્વ, કરી સદ્દહું.
૨. સમ્યકત્વ મોહનીય, મિશ્ર મોહનીય, મિથ્યાત્વ મોહનીય પરિહરૂં.
૩. કામરાગ, સ્નેહરાગ, દષ્ટિરાગ પરિહરૂં.
૪. સુદેવ, સુગુરૂ, સુધર્મ આદરૂં.
૫. કુદેવ, કુગુરૂ, કુધર્મ પરિહરૂં.
૬. જ્ઞાન, દર્શન, ચારિત્ર આદરૂં.
૭. જ્ઞાનવિરાધના, દર્શનવિરાધના, ચારિત્રવિરાધના પરિહરૂં.
૮. મનગુપ્તિ, વચનગુપ્તિ કાયગુપ્તિ આદરૂં.
૯. મનદંડ, વચનદંડ, કાયદંડ પરિહરૂં.
૧૦. હાસ્ય, રતિ, અરતિ પરિહરૂં.
૧૧. ભય, શોક, દુગંચ્છા પરિહરૂં.
૧૨. કૃષ્ણલેશ્યા, નીલલેશ્યા, કાપોતલેશ્યા પરિહરૂં.
૧૩. ઋદ્ધિગારવ, રસગારવ, સાતાગારવ પરિહરૂં.
૧૪. માયાશલ્ય, નીઆણશલ્ય, મિથ્યાત્વશલ્ય પરિહરૂં.
૧૫ ક્રોધ, માન પરિહરૂં.
૧૬. માયા, લોભ પરિહરૂં.
૧૭. પૃથ્વીકાય અપ્કાય, તેઉકાયની રક્ષા કરૂં.
૧૮. વાયુકાય, વનસ્પતિકાય, ત્રસકાયની રક્ષા કરૂં.

પૃ. ૧૯૯–૨૦૧.

(૧) મુહપત્તિ પડિલેહી ઉભા થવું (૨) 'ઇચ્છામિ ખમાસમણ' ના પાઠથી વંદન કરી નીચે પ્રમાણે આજ્ઞા માગવી.

'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સામાયિક સંદિસાહું?'

(૩) ત્યારે ગુરૂ કહે કે **'સંદિસહ'**; ગુરૂ ન હોય તો પોતે કહેવું કે **'ઇચ્છં'**.

(૪) 'ઇચ્છામિ ખમાસમણ' પૂર્વક આજ્ઞા માગવી કે:

'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સામાયિક ઠાઉં?'

(૫) ત્યારે ગુરૂ કહે કે 'ઠાઓ' અથવા તો 'ઇચ્છં' કહી.

(૬) અંજલિ કરી-બે હાથ જોડી એક નવકારનું સ્મરણ કરવું

(૭) 'ઇચ્છાકારિ ભગવન્! પસાય કરી સામાયિક દંડક ઉચ્ચરાવોજી.'

એમ કહી ગુરૂ અથવા વડિલ હોય તો તેઓની પાસે નીચેનું 'કરેમિભંતે' સૂત્ર ઉચરવું.

## 'કરેમિભંતે' સૂત્ર-સામાયિક સૂત્ર.

### મૂળપાઠઃ

**કરેમિ ભંતે! સામાઇયં,**
**સાવજ્જં જોગં પચ્ચકખામિ,**
**જાવનિયમં પજ્જુવાસામિ,**
**દુવિહં,**
**તિવિહેણં,**
**મણેણં, વાયાએ, કાએણં,**
**ન કરેમિ, ન કારવેમિ,**
**તસ્સ ભંતે, પડિક્કમામિ, નિંદામિ,**
**ગરિહામિ,**
**અપ્પાણં વોસિરામિ ॥ ૧ ॥**

આ સામાયિક સૂત્રનો પાઠ કહીને તરતજ (૧) 'ઇચ્છામિ ખમાસમણ' પૂર્વક વંદન કરી ગુરૂની આજ્ઞા માગવી કે (૨) 'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! બેસણે સંદિસાહું?'

(૩) ગુરૂ આજ્ઞા આપે, યા મળી છે એમ ગણી 'ઇચ્છં' કહેવું.

(૪) **'ઇચ્છામિ ખમાસમણ'** નો પાઠ કરી કહેવું કે **'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! બેસણે ઠાઉં?'**

(૫) એમ કહી બેસી જવું. પછી **સ્વાધ્યાય** કરવો.

(૬) તેમ કરતાં **ખમાસમણ** દઇ આજ્ઞા માગવી **'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સજ્ઝાય સંદિસાહું?'**

(૭) પછી **'ઇચ્છં'** કહી **ખમાસમણ** દઇ આજ્ઞા માગવી **'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સજ્ઝાય કરૂં?'**

(૮) પછી **'ઇચ્છં'** કહી ત્રણ **નવકાર** ગણવા.

પછી આ બે ઘડીના સામાયિકી કાળમાં સત્શ્રુત વાંચવું, ધર્મ ધ્યાન કરવું, નવકારવાળી ગણવી; વિકથાદિ પ્રમાદમાં પડવું નહિ અને જેથી સમતા પ્રાપ્ત થાય તે સર્વ કરવું ને તે કાળને અંતે સામાયિક પારવું.

---

## ૨ સામાયિક પારવાની વિધિ.

૧. **'ખમાસમણ'** દેવું. ૨. તે દઇ **'ઇરિયાવહિ'** પડિક્કમવી. ૩. તે પડિક્કમી યાવત્ **કાયોત્સર્ગ** (કાઉસગ્ગ) કરવો. ૪. તે કરી **'લોગસ્સ'** કહેવો. ૫. તે પછી **'ખમાસમણ'** દેવું અને ૬. તે પૂર્વક મુહપત્તિ પડિલેહવાની આ રીતે આજ્ઞા માંગવી કે **"ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! મુહપત્તિ પડિલેહું?"** ૭ **'ઇચ્છં'** કહીને આજ્ઞા લઇ મુહપત્તિનું પડિલેહણ કરવું. ૮. **'ખમાસમણ'** દેવું. ૯. તે દઈ એવી આજ્ઞા માંગવી કે **"ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સામાયિક પારૂં?"** ૧૦. એટલે ગુરૂ, વિશેષ સામાયિક કરવાનું એટલે કે 'पुणोवि कायव्वो'–ફરીથી કરવા યોગ્ય છે એ શબ્દોમાં કહે ત્યારે કહેવું કે **'યથાશક્તિ'** એટલે યથાશક્તિ કરીશ એવો ઉત્તર આપવો. ૧૧. ત્યાર પછી વળી **'ખમાસમણ'** દેવું ૧૨. તે દઇને **'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સામાયિક પાર્યું.'** આમ કહેવું. ૧૩. આ પછી ગુરૂ કહે કે आयरो न मुत्तव्वो–આદર ન મૂકવો–છોડવો. પછી **'तहत्ति'** तथेति એટલે આપનું કહેવું સત્ય છે એમ કહી ૧૪.

જમણો હાથ ચરવળા ઉપર અથવા કટાસણા ઉપર સ્થાપીને એક **નવ-કાર** ગણવો ૧૫. તે ગણી નીચે લખેલો "**સામાઇય વયજુત્તો**" એ પાઠ કહેવો.

'સામાઇય વયજુત્તો.'–સામાયિક પારવાનું સૂત્ર.

મૂળપાઠઃ

**સામાઈયવયજુત્તો,**
**જાવ મણે હોઈ નિયમસંજુત્તો ।**
**છિન્નઈ અસુહં કમ્મં,**
**સામાઇઅ જત્તિઆ વારા ॥ ૧ ॥**
**સામાઈઅંમિ ઉ કએ,**
**સમણો ઇવ સાવઓ હવઇ જમ્હા,**
**એએણ કારણેણં,**
**બહુસો સામાઇઅં કુજ્જા ॥ ૨ ॥**
**સામાયિક વિધિં લીધું,**
**વિધિં પારિઉં,**
**વિધિ કરતાં જે કોઇ અવિધિ હુઓ હોય,**
**તે સવિ હું મન વચન કાયાયેં કરી**
**મિચ્છા મિ દુક્કડં ॥ ૩ ॥**

(૧૬) પછી જમણો હાથ સ્થાપના સામે સવળો રાખીને એક **નવ-કાર** ગણવો.



# પરિશિષ્ટ ૪.

## સામાયિક ક્રિયામાં વપરાતાં સૂત્રોનો ગૂજરાતી કવિતામાં ભાવાનુવાદ.

**૧.–'નવકાર'**—પંચ પરમેષ્ટીને નમસ્કાર.

દોહરા.

નમું પ્રભુ અરિહંતને, નમું સિદ્ધ ભગવંત,
નમું આચાર્ય અને નમું, ઉપાધ્યાય ગુણવંત. ૧
નમું લોકમાં જે બધા, સાધુ છે વિચરંત,
પરમેષ્ટી તે પાંચને, સજ્જન સહુ નમંત. ૨
નમસ્કાર આ પાંચને, કરે પાપનો અંત,
સહુ મંગલમાં તે પ્રથમ, મંગલ કહ્યું મહંત. ૩

**૨. 'પંચિંદિઅ'**—ગુરુગુણ સ્મરણ.

આર્યા–ગાથા.

પંચેંદ્રિયના સંયમિ, ધારક નવવિધ બ્રહ્મચર્ય ગુપ્તિ,
ચાર કષાયથી મુક્ત, એ અષ્ટાદશ ગુણથી સંયુક્ત. ૧
પંચ મહાવ્રત યુક્ત, પંચવિધાચાર પાળવા શક્ત,
પંચ સમિતિ–ત્રિગુપ્તિ,-વાળા મુજ ગુરૂ છત્તિસ ગુણ યુક્ત. ૨

**૩. 'ખમાસમણ'**—પ્રણિપાત.

દોહરા.

વંદન કરવા ઇચ્છું છું, શરીરે શક્તિ સહિત,
ક્ષમાશ્રમણ ! હું આપને, વાંદું શીશ નમિત. ૧

અથવા–ગીતિ.

અહો ક્ષમાશ્રમણશ્રી !, શક્તિ સહિત ને શરીરથી ઇચ્છું;
આપને વંદન કરવા, મસ્તકથી હું નમસ્કાર કરૂં છું.

### ૪. 'ઇરિયાવહિયં'—વિરાધનાની આલોચના-પ્રાયશ્ચિત્ત.

દોહરા.

'આજ્ઞા આપો હે પ્રભુ ! પડિકમું ઇર્યાવહી ?'
'ઇચ્છાએ' આજ્ઞા થતાં, પડિકમું ઇર્યાવહી. ૧
જાવાના માર્ગે જતાં, વિરાધના જે થાય,
ગમને આગમને તથા, પાપક્રિયા થઇ જાય. ૨
પ્રાણી ચંપાઇ જતાં, બી ચંપાઇ જાય,
વનસ્પતિ ચંપાઇને, પાપક્રિયા થઇ જાય. ૩
ઠાર ભૂમિફોડા અને પંચવર્ણુ શેવાળ,
ચપાયાં જલ માટી ને કરોળીયાની જાળ.. ૪
કર્યાં વિરાધિત મેં કદિ, એકેંદ્રિય દ્વીંદ્રિય,
ત્રીંદ્રિય ચતુરિંદ્રિય અને, જીવો પંચેંદ્રિય. ૫
કોઇ જીવ સામા હણ્યા, ઢાંક્યા ધૂળની માંહ,
ઘસ્યા ધરતીને મસળીને, અથડયા માંહોમાંહ. ૬
સ્પર્શ કરીને દૂભવ્યા, ઉપજાવ્યો પરિતાપ,
ગ્લાનિ કરી મૃતવત્ કર્યાં, કર્યાં ઉપદ્રવ-પાપ. ૭
એકથી લઇ બીજે સ્થલે, મૂક્યા હોયે કો,
જીવિતથી જૂદા કર્યાં, 'દુષ્કૃત મિથ્યા હો.' ૮
જે જે કરી વિરાધના, ક્રિયા પાપની હો,
તે તે મુજ સહુ દુષ્કૃતો, મિથ્યા મિથ્યા હો. ૯

### ૫. 'તસ્સઉત્તરી'—કાયોત્સર્ગનો સંકલ્પ અને હેતુ.

દોહરા.

ઉત્તમ કરવા આત્મને, કરવા પ્રાયશ્ચિત્ત,
વિશુદ્ધિ કરવા કાજ ને, થવા શલ્યથી મુક્ત. ૧
કરવા ઉચ્છેદનુ તથા, મૂળથી પાપ જે કર્મ,
શરીર-વ્યાપારો તજી, રહું હું કાયોત્સર્ગ. ૨

૬. 'અન્નત્થ ઊસસિએણં'—કાયોત્સર્ગના આગારો.

દોહરા.

લેતાં શ્વાસોશ્વાસને, ઉધરસ ખાતાં છીંક,
બગાસું આવે જો કદિ, રાખ ન ભંગની બીક. ૧
ઓડકાર ખાતાં તથા, વાયુસંચર થાય,
ચકરી આવે કે કદિ, પિત્તથી મૂર્ચ્છા થાય. ૨
સૂક્ષ્મ અંગસંચારથી, સૂક્ષ્મ શ્લેષ્મ સંચાર,
સૂક્ષ્મ દૃષ્ટિના ચલનથી, છે આગાર નિર્ધાર. ૩
એ આગારાદિ થકી, થઈ ન જાશે ભંગ,
અવિરાધિત મુજ હો સદા, કાયોત્સર્ગ અભંગ. ૪
અરિહંત ભગવંતને, નમસ્કાર સવિધાન,
જ્યાં લગી હું પારૂં નહિ, કાયોત્સર્ગ-ધ્યાન. ૫
ત્યાં સુધી મારા શરીરને, રાખી એકજ ઠાય,
મૌન ગ્રહી ધ્યાને રહી, વોસરાવું હું કાય. ૬

૭. 'લોગસ્સ'—ચતુર્વિંશતિ જિન નામસ્તવ.

(ક) અનુષ્ટુપ્-શ્લોક.

લોકના ઉદ્યોતકારી, ધર્મતીર્થંકરો જિનો,
ચોવીસે અરિહંતો જે, કેવલી પ્રભુને સ્તવું. ૧

આર્યા-ગાથા.

ઋષભ અજિતને વંદું, સંભવ અભિનંદન સુમતિનાથ,
પદ્મપ્રભ સુપાર્શ્વ, ચંદ્રપ્રભ જિનને વંદું. ૨
સુવિધિ ને પુષ્પદંત, શીતલ શ્રેયાંસ વાસુપૂજ્ય તથા,
વિમલ અનંત જિનોને, ધર્મ તથા શાંતિને વંદું. ૩
કુંથુ અર ને મલ્લિ, વંદું મુનિસુવ્રત ને નમિજિન,
વંદું અરિષ્ટનેમિ, પાર્શ્વ તથા વર્ધમાનને. ૪

સ્તવ્યા એમ જેનાં છે, ગયાં પાપના મેલ જરા મૃત્યુ,
ચોવીસ જિનવરો એ, તીર્થંકરો કૃપાવંત થાઓ. ૫
કીર્ત્તિત વંદિત પૂજિત, જે આ લોકમહીં ઉત્તમ સિદ્ધો,
આરોગ્ય બોધિલાભ, ઘો ઉત્તમ સમાધિવર. ૬
ચંદ્રથી વધુ નિર્મલ જે, સૂર્ય થકી જે અધિક પ્રકાશક છે,
સાગરવર ગંભીર, એવા સિદ્ધો સિદ્ધિ ઘો મુજને. ૭

(ખ) ઉપરનો સમશ્લોકી 'લોગસ્સ' કરતાં બીજી ઢાળમાં નીચે પ્રમાણે.

[ નહિ કર્મની કથા કદાપિ વ્યર્થ થનારી—એ ઢાળમાં. ]

લોકના ઉદ્યોતકર ધર્મ-તીર્થંકરો,
કેવલી સ્તવું હું જિન ચોવીસ અર્હંતો—લોકના૦ ૧
ઋષભ અજિત સંભવ અભિનંદન સુમતિ,
પદ્મપ્રભ સુપાર્શ્વ ચંદ્ર-પ્રભને વંદુ હું—લોકના૦ ૨
સુવિધિ પુષ્પદંત શિતલ, શ્રેયાંસ વાસુપૂજ્ય,
વિમલ અનંત ધર્મ શાંતિ જિનને નમું—લોકના૦ ૩
કુંથુ અરનાથ મલ્લિ મુનિસુવ્રત નમિ,
અરિષ્ટનેમિ પાર્શ્વ વર્ધમાનને નમું—લોકના૦ ૪
કર્મરજ ઉડાડી જરા—મરણ ક્ષીણ કર્યાં,
તીર્થંકર ચોવીસ મુજ પર પ્રસન્ન હો!—લોકના૦ ૫
લોકમાં સ્તવ્યા વંદાયા ને પુજાયા જે,
ઉત્તમ રહી જે થયા સિદ્ધ ભગવતો—લોકના૦ ૬
દ્રવ્ય-ભાવથી આરોગ્ય બોધિલાભ ને,
ઉત્તમ સમાધિવરનું દાન તો કરો—લોકના૦ ૭
ચંદ્રથી અધિક વિમલ સૂર્યથી અધિક,
પ્રકાશ જગતમાં કરે જે સિદ્ધ ભગવતો—લોકના૦ ૮
મહાસમુદ્રની સમા, ગંભીર સર્વદા,
એ સિદ્ધ પ્રભુ અમોને સિદ્ધિ આપતા રહો—લોકના૦ ૯

### ૮. 'કરેમિભંતે'—સામાયિક સૂત્ર.

દોહરા.

હે ભગવન્ ! સામાયિક, કરૂં રહું સમભાવ,
જે યોગો સાવદ્ય તે તણા કરૂં પચ્ચખાણ. ૧
જ્યાં સુધી આ નિયમે રહું, ત્યાં લગી સપાપ યોગ,
કરૂં કરાવું નહિ કદિ, મનવચ કાયા યોગ. ૨
એ બે ત્રણ પ્રકારથી, લઉં સામાયિક વ્રત,
હે ભગવન્ ! તે પાપથી, પડિકમું-થઉં નિવૃત્ત. ૩
વળી તે પાપતણી કરૂં, નિંદા ગર્હા દેવ !
આત્માને તેના થકી, વોસરાવું હું દેવ ! ૪

### ૯. 'સામાઇયવયજુત્તો'—સામાયિક પારવાનું સૂત્ર.

ગાથા.

સામાયિકવ્રતયુક્ત, જ્યાં લગી રહીએ નિયમ સહિત મનથી,
કર્મ અશુભ કાપીએ, સામાયિક જેટલી વાર કરીએ. ૧
શ્રાવક સામાયિકમાં, શ્રમણ સમો જે કારણથી થાયે,
તે કારણથી બહુ બહુ સામાયિક છે તેણે કરવાની. ૨

---

## પરિશિષ્ટ ૫.

### ચૈત્યવંદન સ્તુતિ સ્તવન સ્વાધ્યાયાદિ.

શ્રી જૈન શ્વેતાંબર એજ્યુકેશન બૉર્ડ તરફથી લેવાતી શેઠ સારાભાઈ મગનભાઇ મોદી પુરૂષવર્ગ ધાર્મિક તથા પ્રાકૃત હરીફાઇની ઇનામી પરીક્ષા તથા શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ સ્ત્રીવર્ગ ધાર્મિક હરીફાઇની ઇનામી પરીક્ષાના અભ્યાસક્રમમાં બાલધોરણ ૧ લું, અને કન્યા ધોરણ ૧ લું-એમાં સામાયિકનાં મૂળ સૂત્રો-અર્થ વિધિ હેતુ સહિતને માટે આ સામાયિકસૂત્રનું પુસ્તક નિર્ણીત થયું છે. તે ઉપરાંત તે ધોરણો તથા અન્ય ધોરણોમાં ચૈત્યવંદન, સ્તુતિ, સ્તવન, સ્વાધ્યાય, ગુરૂસ્તુતિ

અભ્યાસક્રમ માટે પસંદ કરવામાં આવેલ છે તે સર્વ એક સ્થળે મેળવી શકાય તે માટે, તેમજ સામાયિકના સ્વાધ્યાયકાળમાં પણ સ્વાધ્યાય કામ લાગે તે માટે અત્ર મૂકવામાં આવ્યાં છે.

[ કન્યા ધોરણ ૧ લું—બે ચૈત્યવંદન-(૧) આદિદેવ અલવેસર.
(૨) પદ્મપ્રભ ને વાસુપૂજ્ય.
બે સ્તવન—(૧) માતા મરૂદેવીના નંદ !
(૨) સિદ્ધાર્થના નંદન વિનવું.
સ્તુતિ—આદિ જિનવર રાયા. ]

## શ્રી આદિજિન ચૈત્યવંદન.

આદિદેવ અલવેસરૂ, વિનીતાનો રાય,
નાભિરાયા કુલમંડણો, મરૂદેવા માય. ૧
પાંચશેં ધનુષની દેહડી, પ્રભુજી પરમ દયાલ,
ચોરાશી લખ પૂર્વનું, જસ આયુ વિશાલ. ૨
વૃષભ લંછન જિન વૃષધરૂ એ, ઉત્તમ ગુણમણિ આણ,
તસ પદ પદ્મ સેવન થકી, લહિયે અવિચલ ઠાણ. ૩

## ૨૪ જિનના વર્ણનું ચૈત્યવંદન.

પદ્મપ્રભ ને વાસુપૂજ્ય, દોય રાતા કહિયે,
ચંદ્રપ્રભ ને સુવિધિનાથ, દો ઉજ્જવલ લહિયે. ૧
મલ્લિનાથ ને પાર્શ્વનાથ, દો નીલા નિરખા,
મુનિસુવ્રત ને નેમનાથ, દો અંજન સરિખા. ૨
સોલે જિન કંચન સમા, એવા જિન ચોવીશ,
ધીરવિમલ પંડિત તણો, જ્ઞાનવિમલ કહે શિષ્ય ૩

## શ્રી ઋષભદેવ સ્તવન.

(સારંગ).

માતા મરૂદેવીના નંદ !
દેખી તાહરી મૂરતિ મારૂં મન લોભાણુંજી.
મારૂં દિલ લોભાણુંજી—દેખી૦

કરૂણાઆગર કરૂણાસાગર, કાયા કંચનવાન,
ધોરી લંછન પાઉલે કાંઇ, ધનુષ પાંચસેં માન—માતા० ૧
ત્રિગડે બેસી ધર્મ કહંતા, સુણે પર્ષદા બાર,
યોજનગામિની વાણી મીઠી, વરસંતી જલધાર—માતા० ૨
ઉર્વશી રૂડી અપછરા ને, રામા છે મનરંગ,
પાયે નેપુર રણઝણે કાંઇ, કરતી નાટારંભ—માતા० ૩
તું હિ બ્રહ્મા તું હિ વિધાતા, તું જગતારણહાર,
તુજ સરીખો નહિ દેવ જગતમાં, અડવડીયાં આધાર-માતા० ૪
તું હિ ભ્રાતા તું હિ ત્રાતા, તુંહિ જગતનો દેવ,
સુર નર કિન્નર વાસુદેવા, કરતા તુજ પદ સેવ—માતા० ૫
શ્રી સિદ્ધાચલ તીરથ કેરો, રાજા ઋષભ જિણંદ,
કીર્તિ કરે માણેકમુનિ તાહરી, ટાળો ભવભયફંદ—માતા० ૬

## શ્રી મહાવીર જિનસ્તવન.

સિદ્ધાર્થના રે નંદન વીનવું, વિનતડી અવધાર,
ભવમંડપમાં રે નાટક નાચીઓ, હવે મુજ પાર ઉતાર. સિદ્ધાર્થના० ૧
ત્રણ રતન મુજ આલો તાતજી, જિમ નાવે રે સંતાપ,
દાન દેયંતા રે પ્રભુજી! કસુર કિસી ?, આપો પદવી રે આપ. સિ० ૨
ચરણ અંગુઠે રે મેરૂ કંપાવિયો, સુરનું મોડયું રે માન,
અષ્ટ કર્મનો રે ઝઘડો જીતિયો, દીધું વરસી દાન. સિ० ૩
શાસનનાયક શિવસુખદાયક, ત્રિશલા કુખે રતન્ન,
સિદ્ધાર્થનો રે વંશ દીપાવિયો, પ્રભુજી! તુમે ધન્ય ધન્ય. સિ० ૪
વાચકશેખર કીર્તિવિજય ગુરૂ, પામી તાસ પસાય,
ધર્મતણા એ રે જિન ચોવીશના, વિનયવિજય ગુણ ગાય. સિ० ૫

## શ્રી આદિજિન સ્તુતિ.

આદિ જિનવર રાયા, જાસ સોવન્ન કાયા,
મરૂદેવી જસ માયા, ધોરી લંછન પાયા;

જગત સ્થિતિ નિપાયા. શુદ્ધ ચારિત્ર પાયા,
કેવલ સિરિરાયા, મોક્ષનગરે સધાયા. ૧
સવિજન સુખકારી, મોહ મિથ્યા નિવારી,
દુરગતિ દુઃખ ભારી, શોક સંતાપ વારી,
શ્રેણિ ક્ષપક સુધારી, કેવલાનંત ધારી,
નમિયે નરનારી, જેહ વિશ્વોપકારી. ૨

---

[ પુરૂષ-બાલધોરણ ૧ લું-બે ચૈત્યવંદન-(૧) આજદેવ અરિહંત નમું.
(૨) પદ્મપ્રભ ને વાસુપૂજ્ય.
બે સ્તવન-(૧) પ્રથમ જિનેશ્વર પ્રણમીએ.
(૨) પાર્શ્વ શંખેશ્વરા.
બે સ્તુતિ-(૧) આદિ જિનવર રાયા-ઉપર જુઓ પૃ. ૨૪૮
(૨) શ્રી શત્રુંજય તીર્થસાર.
નવ અંગના દુહા. ]

## પંચતીર્થી ચૈત્યવંદન.

આજ દેવ અરિહંત નમું, સમરૂં તારૂં નામ.
જ્યાં જ્યાં પ્રતિમા જિનતણી, ત્યાં ત્યાં કરૂં પ્રણામ. ૧
શેત્રુંજે શ્રી આદિદેવ, નેમ નમું ગિરનાર,
તારંગે શ્રી અજિતનાથ, આબુ ઋષભ જુહાર. ૨
અષ્ટાપદ ગિરિ ઉપરે, જિન ચોવીશે જોય,
મણિમય મૂરતિ માનશું, ભરતે ભરાવી સોય. ૩
સમેતશિખર તીરથ વડું, જિહાં વીશે જિન પાય,
વૈભારક ગિરિ ઉપરે, શ્રી વીર જિનેશ્વર રાય. ૪
માંડવગઢનો રાજિયો, નામે દેવ સુપાસ,
ઋષભ કહે જિન સમરતાં, પહોચે મનની આશ. ૫

—અર્થસહિત જુઓ મારો જૈનકાવ્ય પ્રવેશ. પૃ. ૫-૬

## શ્રી શત્રુંજય ચૈત્યવંદન.

શ્રી શત્રુંજય સિદ્ધક્ષેત્ર, દીઠે દુર્ગતિ વારે,
ભાવ ધરીને જે ચઢે, તેને ભવપાર ઉતારે. ૧
અનંત સિદ્ધનો એ ઠામ, સકલ તીર્થનો રાય,
પૂર્વ નવાણું ઋષભદેવ, જ્યાં ઠવિયા પ્રભુ પાય. ૨
સૂરજકુંડ સુહામણો, કવિડ જક્ષ અભિરામ,
નાભિરાયા કુલ મંડણો, જિનવર કરૂં પ્રણામ. ૩

## શ્રી આદિનાથ સ્તવન.

પ્રથમ જિણેસર પ્રણમિયે, જાસ સુગંધી રે કાય,
કલ્પવૃક્ષ પરેં તાસ ઇંદ્રાણીનયણ જે, ભૃંગ પરેં લપટાય. ૧
રોગ ઉરગ તુજ નવિ નડે, અમૃત જે આસ્વાદ,
તેહથી પ્રતિહત તેહમાનું કોઇ નવિ કરે, જગમાં તુમશું વાદ. ૨
વગર ધોઇ તુઝ નિર્મલી, કાયા કંચનવાન,
નહી પ્રસ્વેદ લગાર તારે તું તેહને, જે ધરે તાહરૂં ધ્યાન. ૩
રાગ ગયો તુઝ મન થકી, તેહમાં ચિત્ત ન કોઇ,
રૂધિર આમિષથી રોગ ગયો તુઝ જન્મથી, દૂધ સહોદર હોઇ. ૪
શ્વાસોશ્વાસ કમલ સમો, તુજ લોકોત્તર વાત,
દેખે ન આહાર નિહાર ચર્મચક્ષુધણી, એહવા તુઝ અવદાત. ૫
ચાર અતિશય મૂલથી, ઓગણિશ દેવના કીધ,
કર્મ ખપ્યાથી ઇગ્યાર ચોત્રીશ, એમ અતિશય સમવાયંગે પ્રસિદ્ધ. ૬
જિન ઉત્તમ ગુણ ગાવતાં, ગુણ આવે નિજ અંગ,
પદ્મવિજય કહે એમ સમય પ્રભુ પાલજો, જિમ થાઉં અખયઅભંગ. ૭

## શ્રી શંખેશ્વર પાર્શ્વજિન સ્તવન.

રાગ પ્રભાત—કડખો.

પાર્શ્વ શંખેશ્વરા ! સાર કર સેવકા ! દેવ ! કાં એવડી વાર લાગે ?
કોડિ કરજોડિ દરબાર આગેં ખડા, ઠાકુરા ચાકુરા માન માગે.—પાસ. ૧

જગતમાં દેવ જગદીશ તું જાગતો, એમ શું આજ જિનરાજ ઊંઘે ?
મ્હોટા દાનેશ્વરી તેહને દાખિયે, દાન દિયે જેહ જગકાલ મૂંઘે. પાસ. ૨
ભીડ પડિ જાદવા જોર લાગી જરા, તિણે સમે ત્રીકમેં તુઝ સંભાર્યો,
પ્રગટિ પાતાલથી પલકમાં તેં પ્રભુ, ભક્તજન તેહનો ભય નિવાર્યો. પાસ. ૩
પ્રગટ થા પાસજી ! મેલિ પડદો પરો, મોહ અસુરાણને આપ છોડો,
મુઝ મહીરાણ મંજૂષમાં પેસિને, ખલકના નાથજી ! બંધ ખોલો. પાસ. ૪
આદિ અનાદિ અરિહત તું એક છે, દીનદયાલ છે કોણ દૂજો ?
ઉદયરતન કહે પ્રગટ પ્રભુ પાસજી, પામી ભયભંજનો એહ પૂજો. પાસ. ૫

## શ્રી શત્રુંજય સ્તુતિ.

શ્રી શત્રુંજય ગિરિ તીરથ સાર, ગિરિવરમાં જેમ મેરૂ ઉદાર,
ઠાકુર રામ અપાર.
મંત્ર માંહે નવકારજ જાણું, તારામાં જેમ ચંદ્ર વખાણું,
જલધર જલમાં જાણું.
પંખી માંહે જિમ ઉત્તમ હંસ, કુલમાંહિ જિમ ઋષભનો વંશ,
નાભિ તણો જે અંશ.
ક્ષમાવંત માંહિ જિમ અરિહંતા, તપશૂરા મુનિવર મહંતા,
શત્રુંજય ગિરિ ગુણવંતા. ૧

## નવ અંગના દુહા.

દોહા.

જલ ભરિ સંપુટ પત્રમાં, યુગલિક નર પૂજંત,
ઋષભ ચરણ અંગુઠડો, દાયક ભવજલ અંત. ૧
જાનુ બલે કાઉસગ્ગ રહ્યા, વિચર્યા દેશ વિદેશ,
ખડાં ખડાં કેવલ લહ્યું, પૂજો જાનુ નરેશ. ૨
લોકાંતિક વચનેં કરી, વરસ્યા વરસી દાન,
કર કાંડે પ્રભુ પૂજના, પૂજો ભવિ ! બહુ માન. ૩
માન ગયું દોય અંશથી, દેખી વીર્ય અનંત,
ભુજા બલેં ભવજલ તર્યા, પૂજો ખંધ મહંત. ૪

રત્નત્રયી ગુણ ઊજલી, સકલ સુગુણ વિશ્રામ,
નાભિકમલની પૂજના, કરતાં અવિચલ ધામ. ૫
હૃદય કમલ ઉપશમ બલેં, બાલ્યા રાગ ને રોષ,
હિમ દહે વનખંડને, હૃદય તિલક સંતોષ. ૬
સોલ પોહોર દેઇ દેશના, કંઠ વિવર વર્ત્તૂલ,
મધુર ધ્વનિ સુર નર સુણે, તિણે ગલેં તિલક અમૂલ. ૭
તીર્થંકર પદ પુણ્યથી, તિહુયણ જન સેવંત,
ત્રિભુવન તિલક સમા પ્રભુ, ભાલ તિલક જયવંત. ૮
સિદ્ધશિલા ગુણ ઊજલી, લોકાંતેં ભગવંત,
વસિયા તિણ કારણ ભવિ, શિર શિખા પૂજંત. ૯
ઉપદેશક નવ તત્ત્વના, તિણે નવ અંગ જિણંદ,
પૂજો બહુવિધ ભાવથી, કહે શુભ વીર મુણિંદ. ૧૦

[ અર્થ સહિત જુઓ જૈનકાવ્ય પ્રવેશ. પૃ. ૬-૮ ]

[ **કન્યાધોરણ ૨ જું.** સ્તવન—નીલુડી રાયણ તરૂ તળે ]

## શ્રી રાયણપગલાંનું સ્તવન.

નીલુડી રાયણ તરૂ તળે, સુણ સુંદરી, પીલુડા પ્રભુના પાય રે ગુણમંજરી,
ઉજ્જવળ ધ્યાને ધ્યાઇએ, સુણ સુંદરી, એહીજ મુક્તિ ઉપાય રે
ગુણમંજરી. ૧
શીતળ છાયાએ બેસીએ, સુણ૦ રાતડો કરી મન રંગ રે ગુણ૦
પૂજીએ સોવન ફુલડે સુણ૦ જેમ હોય પ્રીતિ અભંગ રે. ગુણ૦ ૨
ખીર ઝરે જેહ ઉપરે, સુણ૦ નેહ ધરીને એહ રે. ગુણ૦
ત્રીજે ભવે તે શિવ લહે, સુણ૦ થાયે નિર્મળ દેહ રે. ગુણ૦ ૩
પ્રીતિ ધરી પ્રદક્ષિણા, સુણ૦ દીયે એહને જે સાર રે. ગુણ૦
અભંગ પ્રીતિ હોય તેહને, સુણ૦ ભવ ભવ તુમ આધાર રે. ગુણ૦ ૪
કુસુમ ફ્લ પત્ર મંજરી, સુણ૦ શાખા થડ ને મૂળ રે. ગુણ૦
દેવ તણા વાસાય છે, સુણ૦ તીરથને અનુકૂળ રે. ગુણ૦ ૫

તીરથ ધ્યાન ધરો મુદા, સુણ૦ સેવો એહની છાંય રે. ગુણ૦
જ્ઞાનવિમલ ગુણ ભાખીયો, સુણ૦ શેત્રુંજામાહાત્મ્ય માંહરે. ગુણ૦ ૬

[શ્રી ધોરણ ૧ લું. ચાર સઝાયો–ઉદયરત્નની ક્રોધ, માન, માયા, લોભની
બે ગહુંલી—(૧) જીરે જિનવર વચન સુહંકર રે.
(૨) સખી સરસ્વતી ભગવતી. ]

## (૧) ક્રોધ પર સજ્ઝાય.

કડવાં ફલ છે ક્રોધનાં, જ્ઞાની એમ બોલે;
રીસ તણો રસ જાણીએ, હલાહલ તોલે—કડવાં ફલ છે ક્રોધનાં. ૧
ક્રોધે ક્રોડ પૂરવ તણું, સંજમ ફલ જાય;
ક્રોધ સહિત તપ જે કરે, તેતો લેખે ન થાય. કડવાં. ૨
સાધુ ઘણો તપિયો હતો, ધરતો મન વૈરાગ;
શિષ્યના ક્રોધ થકી થયો, ચંડકોશીઓ નાગ. કડવાં. ૩
આગ ઉઠે જે ઘર થકી, તે પહેલું ઘર બાલે;
જલનો જોગ જો નવિ મલે, તો પાસેનું પરજાલે. કડવાં. ૪
ક્રોધ તણી ગતિ એહવી, કહે કેવલનાણી,
હાણ કરે જે હેતની, જાળવજો એમ જાણી. કડવાં. ૫
ઉદયરત્ન કહે ક્રોધને, કાઢજો ગલે સાહી,
કાયા કરજો નિર્મળી, ઉપશમ રસ નાહી. કડવાં. ૬

## (૨) માન પર સજ્ઝાય.

( પઢોરે પોપટ રાજા રામના–એ પ્રભાતિમાં ગવાશે. )

રે જીવ ! માન ન કીજીએ, માને વિનય ન આવે;
વિનય વિના વિદ્યા નહીં, તો કિમ સમકિત પાવે ?—
રે જીવ ! માન ન કીજીએ. ૧
સમકિત વિણ ચારિત્ર નહીં, ચારિત્ર વિણ નહિ મુક્તિ;
મુક્તિનાં સુખ છે શાશ્વતાં, તે કેમ લહિયે જુક્તિ. રે જીવ ! ૨
વિનય વડો સંસારમાં, ગુણમાં અધિકારી;
માને ગુણ જાયે ગલી, પ્રાણી ! જો જો વિચારી. રે જીવ ! ૩

માન કર્યું જો રાવણે, તે તો રામે માર્યો;
દુર્યોધન ગર્વે કરી, અંતે સવિ તે હાર્યો. રે જીવ ! ૪
સૂકાં લાકડાં સારીખો, દુઃખદાયી એ ખોટો;
ઉદયરત્ન કહે માનને, દેજો તમે દેશવટો. રે જીવ ! ૫

## (૩) માયા પર સજ્ઝાય.

(ધનાશ્રીમાં ગવાશે.)

સમકિતનું મૂલ જાણીએ જી, સત્ય વચન સાક્ષાત;
સાચામાં સમકિત વસે જી, માયામાં મિથ્યાત્વ રે.
પ્રાણી! મ કરીશ માયા લગાર.— પ્રાણી ! ૧
મુખમીઠો જુઠે મને જી, કૂડ કપટનો કોટ;
જીભે તો 'જી જી' કરે જી, ચિત્તમાંહે તાકે ચોટ રે. પ્રાણી ! ૨
આપગરજે આઘો પડે જી, પણ ન ધરે વિશ્વાસ;
મનશું રાખે આંતરો જી, એ માયાનો પાસ રે. પ્રાણી ! ૩
જેહશું બાંધે પ્રીતડી જી, તેહશું રહે પ્રતિકૂલ;
મેલ ન છંડે મનતણો જી, એ માયાનું મૂલ રે. પ્રાણી ! ૪
તપ કીધો માયા કરી જી, મિત્રશું રાખ્યો રે ભેદ;
મલ્લી જિનેશ્વર જાણજો જી, તે પામ્યા સ્ત્રીવેદ રે. પ્રાણી ! ૫
ઉદયરત્ન કહે સાંભળો જી, મેલો માયાની બુદ્ધ;
મુક્તિપુરી જાવા તણો જી, એ મારગ છે શુદ્ધ રે, પ્રાણી ! ૬

## (૪) લોભપર સજ્ઝાય.

તુમે લક્ષણ જો જો લોભનાં રે, લોભે જન પામે ક્ષોભના રે;
લોભે ડાહ્યા મન ડોલ્યા કરે રે, લોભે દુર્ઘટ પંથે સંચરે રે. તુમે. ૧
તજે લોભ તેહનાં લઉં ભામણાં રે, વળી પાયે નમીને કરૂં ખામણાં રે;
લોભે મરજાદા ન રહે કેહની રે, તુમે સંગત મેલો તેહની રે. તુમે. ૨
લોભે ઘર મહેલી રણમાં મરે રે, લોભે ઉંચ તે નીચું આચરે રે;
લોભે પાપભણી પગલાં ભરે રે, લોભે અકાજ કરતાં ન ઓસરે રે. તુમે. ૩

લોભે મન ન રહે નિર્મલું રે, લોભે સગપણ નાસે વેગલું રે;
લોભે ન રહે પ્રીતિને પાવઠું રે, લોભે ધન મલે બહુ એકઠું રે. તુમે. ૪
લોભે પુત્ર પ્રત્યે પિતા હણે રે, લોભે હત્યા પાતક નવિ ગણે રે;
તેતો દામેતણે લોભે કરી રે, ઉપર મણિધર થાયે મરી રે. તુમે. ૫
જોતાં લોભનો થોભ દિસે નહી રે, એવું સૂત્ર સિદ્ધાંતે કહ્યું સહી રે;
લોભે ચક્રી સંભૂમ નામે જુઓ રે, તે તો સમુદ્રમાંહે ડુબી મુવો રે. તુમે. ૬
એમ જાણીને લોભને છંડજો રે, એક ધર્મશું મમતા મંડજો રે;
કવિ ઉદયરત્ન ભાખે મુદા રે, વંદુ લોભ તજે તેહને સદા રે. તુમે. ૭

(ઉપરની ક્રોધ, માન, માયા અને લોભ પરની ચારે સજ્ઝાયો અર્થ સહિત જુઓ મારો જૈન કાવ્ય પ્રવેશ પૃ. ૩૨-૩૭)

## ૧-ગહુંલી-(ગુરૂસ્તુતિ.)

જીરે જિનવર વચન સોહંકર, જીરે અવિચલ શાસન વીર રે,
ગુણવંતા ગિરૂઆ, વાણી મીઠીરે મહાવીર તણી.
જીરે પર્ષદા બાર મળી તિહાં, જીરે અરથ પ્રકાશો ગુણગંભીરરે,
ગુણવંતા ગૌતમ, પ્રશ્ન પૂછે રે મહાવીર આગળે. ૧
જીરે નિગોદ સ્વરૂપ મુજને કહો, જીરે કેમ એ જીવ વિચારરે, ગુ. વા.
જીરે મધુર ધ્વનિએ જગગુરૂ કહે, જીરે કરવા ભવિક ઉપકારરે. ગુ. વા. ૨
જીરે રાજ ચૌદલોક જાણીએ, જીરે અસંખ્યાતા જોજન કોડાકોડીરે. ગુ. વા.
જીરે જોજન એક એમાં લીજીએ, જીરે લીજીએ એક એકનો અંશરે. ગુ. વા. ૩
જીરે એક નિગોદે જીવ અનંત છે, જીરે પુદ્દગલ પરમાણુઆ અનંત રે ગુ. વા. ૪
જીરે અસંખ્યા ગોળા સંખ્ય છે, જીરે નિગોદ અસંખ્ય ગોળા શેષરે, ગુ. વા.
જીરે પરમાણુઆ પ્રત્યે ગુણ અનંત છે, જીરે વરણ ગંધ રસ ફરસરે. ગુ. વા. ૫

જીરે લોક સકલ ભય ભ્રમ ભર્યો, જીરે કહે ગૌતમ ધન્ય તુમ જ્ઞાનરે.
ગુ. વા.

જીરે એવા ગુરૂની આગળ ગહુંઅલી, જીરે કૃત્તેશેખર અમૃત,
શિવની શ્રેણી રે.
ગુણવંતા ગિરૂઆ, વાણી મીઠીરે મહાવીર તણી. ૬

## ૨-ગહુંલી ( ગુરૂસ્તુતિ. )

( રઘુપતિ રામ હૃદેમાં રહેજોરે-એ ગીતની રાહમાં ગવાશે. )

સખી સરસ્વતી ભગવતી માતા રે, કાંઈ પ્રણમીજે સુખશાતા રે,
કાંઇ વચન સુધારસ દાતા,
ગુણવંતા ! સાંભળો વીર વાણી રે,
કાંઇ મોક્ષ તણી નીશાણી. ગુણવંતા ! ૧

કાંઇ ચોવીશમા જિનરાયા રે, સાથે ચૌદ સહસ મુનિરાયારે,
જેહના સેવે સુરનર પાયા— ગુણવંતા ! સાંભળો૦ ૨

સખી ચતુરંગ ફોજા સાથ રે, સખી આવ્યા શ્રેણિક નરનાથ રે,
પ્રભુ વંદીને હુવા સનાથ— ગુણવંતા ! સાંભળો૦ ૩

બહુ સખીઓ સયુત રાણી રે, આવી ચેલણા ગુણખાણી રે,
એતો ભામંડલમાં ઉજાણી— ગુણવંતા ! સાંભળો૦ ૪

કરે સાથીઓ મોહનવેલ રે, કાંઇ પ્રભુને વધાવે રંગરેલ રે,
કાંઇ ધોવા કર્મના મેલ— ગુણવંતા ! સાંભળો૦ ૫

બારે પર્ષદા નિસુણે વાણી રે, કાંઇ અમૃતરસ સમ જાણી રે,
કાંઇ વરવા મુક્તિ-પટ્ટરાણી, ગુણવંતા ! સાંભળો વીરવાણી રે. ૬

[ **શ્રી ધોરણ બીજું**:—સમકિતના સડસઠ બોલની સજ્ઝાય. ( આ માટે તેના અર્થ સહિત જુઓ મારો જૈન કાવ્ય પ્રવેશ પૃ. ૯૦-૧૧૨) તથા સોળ સતીનો છંદ—આદિનાથ આદિ જિનવર વંદી]

## શ્રી સોળ સતીનો છંદ.

આદિનાથ આદિ જિનવર વંદી, સફળ મનોરથ કીજીએ એ;
પ્રભાતે ઉઠી મંગલિક કામે સોળ સતીનાં નામ લીજીએ એ. ૧
બાલ કુમારી જગ હિતકારી, બ્રાહ્મી ભરતની બ્હેનડી એ;
ઘટ ઘટ વ્યાપક અક્ષર રૂપે, સોળ સતી માંહે જે વડી એ. ૨
બાહુબલ ભગિની સતીય શિરોમણિ, સુંદરી નામે ઋષભસુતા એ;
અંક સ્વરૂપી ત્રિભુવન માંહે, જેહ અનુપમ ગુણજુતા એ. ૩
ચંદનબાલા બાલપણાથી, શીયલવતી શુદ્ધ શ્રાવિકા એ;
અડદના બાકુલા વીર પ્રતિલાભ્યા, કેવલ લહી વ્રત ભાવિકા એ. ૪
ઉગ્રસેન ધુઆ ધારિણી નંદની, રાજમતિ નેમવલ્લભા એ;
જોબન વેશે કામને જીત્યો, સંયમ લેઇ દેવદુલ્લભા એ. ૫
પંચ ભરતારી પાંડવ નારી, દ્રુપદ તનયા વખાણીએ એ;
એકસો આઠે ચીર પુરાણા, શીયલ મહિમા તસ જાણીએ એ. ૬
દશરથ નૃપની નારી નિરૂપમ, કૌશલ્યા કુળચંદ્રિકા એ,
શીયલ સલુણી રામજનેતા, પુણ્યતણી પરનાલિકા એ. ૭
કૌશંબિક ઠામે સતાનિક નામે, રાજ્ય કરે રંગ રાજીયો એ;
તસ ઘર ગૃહિણી મૃગાવતી સતી, સુરભુવને જસ ગાજીયો એ ૮
સુલસા સાચી શીયલે ન કાચી, રાચી નહિ વિષયા રસે એ;
મુખડું જોતાં પાપ પલાયે, નામ લેતાં મન ઉલ્લસે એ. ૯
રામ રઘુવંશી તેહની કામિની, જનકસુતા સીતા સતી એ;
જગ સહુ જાણે ધીજ કરંતાં, અનલ શીતળ થયો શીયલથી એ. ૧૦
કાચે તાંતણે ચાલણી બાંધી, કુવાથકી જલ કાઢીયું એ;
કલંક ઉતારવા સતી સુભદ્રા એ, ચંપા બાર ઉઘાડીયું એ. ૧૧
સુરનરવંદિત શિયલ અખંડિત, શિવા શિવપદગામિની એ;
જેહને નામે નિર્મળ થઇએ, બલિહારી તસ નામની એ. ૧૨
હસ્તિનાગપુરે પાંડુરાયની, કુંતા નામે કામિની એ;
પાંડવ માતા, દશે દશારની બ્હેન પતિવ્રતા પદ્મિની એ. ૧૩

**શીલ**વતી નામે શીલવ્રતધારિણી, ત્રિવિધે તેહને વંદીએ એ;
નામ જપંતા પાતક જાયે, દરિસણ દુરિત નિકંદીએ એ. ૧૪
નિષિધા નગરે નળ નરિંદની, દમયંતી તસ ગેહની એ;
સંકટ પડતાં શીયલજ રાખ્યું, ત્રિભુવન કીર્તિ જેહની એ. ૧૫
અનંત અજીતા જગજન પૂજિતા, પુષ્પચુલા ને પ્રભાવતી એ;
વિશ્વવિખ્યાતા કામિતદાતા, સોલમી સતી પદ્માવતી એ. ૧૬
**વીરે** ભાખી શાસ્ત્રે સાખી, ઉદયરતન ભાખે મુદા એ;
વહાણું વાતાં જે નર ભણશે, તે લહેશે સુખ સંપદા એ. ૧૭

[**શ્રીઘોરણ ઉજ્જું** ૬ સ્તવનોઃ—(૧) સમકિત—દ્વાર ગભારે પેસતાંજી (૨) તાર હો તાર પ્રભુ મુજ સેવક ભણી (૩) જાત્રા નવાણુ કરીએ (૪) વિમલાચલ વિમલા પ્રાણી (૫) બલિહારી, બલિહારી, બલિહારી. (૬) કેશરીયા થાશું.]

## (૧) ભાવમંદિર.

સમકિત દ્વાર ગભારે પેસતાં જી, પાપ પડલ ગયાં દૂર રે,
માતા મરૂદેવીનો લાડલો જી, દીઠાં આનંદ પૂર રે— સમકિત. ૧
આયુવર્જિત સાત કર્મની જી, સાગર કોડી કોડી હીન રે,
સ્થિતિ પ્રથમ કરણે કરી જી, વીર્ય અપૂર્વ મોગર લીન રે. સમકિત. ૨
ભુંગળ ભાંગી આદ કષાયની જી, મિથ્યા મોહની સાંકળ સાથ રે,
બાર ઉઘાડ્યાં સ્વામી સંવેગનાં જી, દીઠાથી અનુભવ ત્રિયણનાથ રે. સમકિત ૩
તોરણ બાંધ્યાં જીવદયા તણાં જી, સાથીઓ પૂર્યો શ્રદ્ધા રૂપ રે.
ધૂપ ઘટા પ્રભુગુણ અનુમોદના જી, દીપમંગળ આઠ અનૂપ રે. સમકિત. ૪
સંવર પ્રાણીએ અંગ પખાળ્યાંજી, કેશર ચંદન ઉત્તમ ધ્યાન રે,
આતમરૂચિ મૃગમદ મહમહેજી, પંચાચાર કુસુમ પ્રધાન રે. સમકિત. ૫
ભાવે પૂજો રે, પાવન આતમાજી, પૂજો પરમેસર પરમ પવિત્ર રે
કારણયોગે કારજ નીપજે જી, ક્ષમાવિજય જિન આગમ રીત રે. સમકિત. ૬

—અર્થ સહિત જુઓ મારો 'જૈન કાવ્ય પ્રવેશ' પૃ. ૧૨૦.

## (૨) શ્રી મહાવીર સ્તવન.

### સાધક દશા સાધ્ય કરી સિદ્ધતા અપાવો.

( કડવાની દેશી. )

તાર હો તાર પ્રભુ! મુજ સેવક ભણી, જગતમાં એટલો સુજસ લીજે.
દાસ અવગુણ ભર્યો જાણી પોતાતણો, દયાનિધિ! દીન પર દયા કીજે. તાર. ૧
રાગદ્વેષે ભર્યો મોહ વૈરી નડયો, લોકની રીતિમાં ઘણુંય રાતો,
ક્રોધવશ ધમધમ્યો શુદ્ધ ગુણ નવિ રમ્યો. ભમ્યો ભવમાંહિ હું વિષય માતો. તાર. ૨
આદર્યો આચરણ લોક ઉપચારથી, શાસ્ત્ર અભ્યાસ પણ કાંઇ ન કીધો,
શુદ્ધ શ્રદ્ધાન નિજ આત્મ અવલંબ વિનુ, તેહવો કાર્ય તિણે કો ન સીધો. તાર. ૩
સ્વામી દર્શન સમો નિમિત્ત લહી નિર્મલો, જો ઉપાદાન એ શુચિ ન થાશે;
દોષ કો વસ્તુનો અહવા ઉદ્યમ તણો, સ્વામિ સેવા સહી નિકટ લાશે. તાર. ૪
સ્વામી ગુણ ઓળખી સ્વામીને જે ભજે, દર્શન શુદ્ધતા તેહ પામે,
જ્ઞાન ચારિત્ર તપ વીર્ય ઉલ્લાસથી, કર્મ જીપી વસે મુક્તિધામે. તાર. ૫
જગતવત્સલ મહાવીર જિનવર સુણી, ચિત્ત પ્રભુચરણને શરણ વાસ્યો,
તારજો બાપજી! બિરૂદ નિજ રાખવા, દાસની સેવના રખે જોશો. તાર. ૬
વીનતિ માનજો શક્તિ એમ આપજો, ભાવ સ્યાદ્‌વાદતા શુદ્ધ ભાસે,
સાધી સાધક દશા સિદ્ધતા અનુભવી, દેવચંદ્ર વિમલ પ્રભુતા પ્રકાશે. તાર. ૭

—અર્થ સહિત જુઓ મારો 'જૈન કાવ્ય પ્રવેશ' પૃ. ૬૬.

## (૩) શ્રી સિદ્ધાચલ સ્તવન.

### નવાણું યાત્રા.

જાત્રા નવાણું કરીએ, શેત્રુંજા ગિરિ, જાત્રા નવાણું કરીએ.
સહસકોડ ભવપાતિક છૂટે, શેત્રુંજા સામો ડગ ભરીએ—શેત્રુંજા૦
પૂરવ નવાણું વાર, ઋષભ જિણંદ સમોસરીએ.
પુંડગિરિ, જાત્રા નવાણું કરીએ. ૧
પુંડરિકપદ જપી મન હરખે, અધ્યવસાય શુભ ધરીએ—શેત્રુંજા.
સાત છઠ દોય અઠમ તપસ્યા, કરી ચઢીએ ગિરિવરીએ—શેત્રુંજા. ૨
પડિકમણા દોય વિધિશું કરીએ, પાપ પડલ પરિહરીએ—શેત્રુંજા.

ભુમિ સંથારો નારી તણો સંગ, દૂર થકી પરિહરીએ--શેત્રુંજા. ૩
એકલ આહારી ને સચેત પરિહારી, ગુરૂ સાથે પદ અનુસરીએ--શેત્રુંજા. ૪
કલીકાલે એ તીરથ મોટું, પ્રવહણ જિમ ભરદરીએ.--શેત્રુંજા. ૫
ઉત્તમ એ ગિરિવર સેવંતા, પદ્મ કહે ભવ તરીએ--શેત્રુંજા. ૬
—અર્થ સહિત જુઓ મારો 'જૈન કાવ્ય પ્રવેશ' પૃ. ૨૬-૨૭.

## (૪) શ્રી સિદ્ધાચલ સ્તવ૦.

વિમલાચલ વિમલા પ્રાણી, શીતલ તરૂ છાયા ઠેરાણી,
રસવેધક કંચન ખાણી, કહે ઈંદ્ર સુણો ઈંદ્રાણી!—
સનેહી સંત! એ ગિરિ સેવો, ચૌદ ક્ષેત્રમાં તીરથ ન એહવો-સનેહી૦ ૧
છ'રી' પાલીને ઉલ્લસિયેં, છઠ અઠમ કાયા કસિયે.
મોહ મલ્લને સામા ધસિયેં, વિમલાચલ વેહેલા વસિયેં. સનેહી૦ ૨
અન્ય થાનક કર્મ જે કરિયે, તે હેમગિરિ હેઠા હરિયે,
એ પોલેં પ્રદક્ષિણા ફરીયે, ભવજલધિ હેલા તરિયે-સનેહી૦ ૩
શિવમંદિર સાધવા કાજે, સોપાનની પંક્તિ વિરાજે,
ચઢતા દૃઢ સમકિત છાજે, દુર્ભવ્ય અભવ્ય તે લાજે—સનેહી૦ ૪
પાંડવ પમુહા કેઈ સંતા, આદિસર ધ્યાન ધરંતા,
પરમાતમ ભાવે ભજંતા, સિદ્ધાચલ સિદ્ધા અનંતા—સનેહી૦ ૫
ખટમાસી ધ્યાન ધરાવે, શુકરાજા રાજ્ય તે પાવે,
દેહાંતર શત્રુ હરાવે, 'શત્રુંજય' નામ ધરાવે—સનેહી૦ ૬
પ્રાણિ ધ્યાન ધરો એ ગિરિ સાચો, તીર્થંકર નામ નિકાચો,
મોહરાયને લાગે નમાચો, શુભ વીર વિમલગિરિ સાચો—સનેહી૦ ૭

## (૫)
## શ્રી શાંતિનાથ સ્તવન.

[ બલિહારી બલિહારી બલિહારી, સુંદર શ્યામ! હો તજી અમને મથુરાના વાસી!, આવા ન બનિયેજી—એ મીરાંબાઇના ભજનની રાહ ).

બલિહારી બલિહારી બલિહારી,
જગનાથ! હો હું જાઉં તોરી, શાંતિજિન શાંતિ! દરિશણ દિજીયેજી—

કાલ અનાદિ કેરા, ફિરતા હું જગમેં ફેરા,
અંત ન આવ્યો જિન ઉપગારી—જગનાથ૦ શાંતિ૦

પુણ્ય ઉદય પાયો, ચરણુ શરણુ દાયો,
ઔર ન તુમ સમ જગ દાતારી—જગનાથ૦ શાંતિ૦

ચિદ્‌ઘન નામી સ્વામી, શિવપદગામી પામી,
ખોટ ન માનું સબ હિતકારી—જગનાથ૦ શાંતિ૦

દીન અનાથ નાથ !, ગ્રહો મેં હાથ સાથ,
દોષ ન રંચક ગુણુ ભંડારી—જગનાથ૦ શાંતિ૦

આતમ સુખ આપો, વલ્લભ દુઃખ કાપો,
ફિર ન લેઉં ભવ અવતારી—જગનાથ૦ શાંતિ૦

(૬)

## શ્રી કેશરીઆજી-ઋષભ સ્તવન.

( પરદેશી સૈયાં. કયસી બજાઈ તુંને બાંસરીયા-પરદેશી-એ રાહ. )

કેશરિયા થાંશું, હો જિનજી થાંશું, પ્રીત કરીને સચ્ચા ભાવશું. કેશરિયા.
મધુકર મોહ્યો માલતી ને મેં મોહ્યો પ્રભુ નામ,
અન્ય દેવકું નહિ નમું ને નમું અલખ ભગવાન—કેશરિયા૦

કાળા ધોળા કંઇક બિરાજે, બટુક ભૈરવ ભારી,
કઇ કઇ ખંડિત કરવા આવ્યા, લડી લડી નાઠા હારી—કેશરિયા૦

નાભિરાયા મરૂદેવીકો નંદા, મુખ પૂનિમકો ચંદા,
પાંચસેં ધનુષ્ય સોવનમય કાયા, નયરી અયોધ્યા રાયા રે—કેશરિયા૦

કવિજન ગાવે ભાવશું, ને વડનગરના વાસી,
કાલિદાસ કરજોડી કહે છે, જય જય ત્રિલોકના નાથ રે—કેશરિયા૦

## સંસાર દશા વિચાર.

ગઝલ.

વિષમ સંસારમાં પુષ્કલ કુડા ને ક્લેશકર વિષયો
કરે તેની ઈંદ્રિય તૃપ્તિ લહે મનમાં 'હું બહુ સુખિયો'— ૧
સુખી તું માને જેનાથી નચાયો મોહથી જેના
જીવન સાર્થક લહ્યું જેના થિ, પરિણામો બુરા તેના— ૨
વિષયનું જોર છે જાલિમ અનલ ક્રોધાદિની ઉગ્ર
જગન્માયા તણો મોહ અને સુખ વાંછના તીવ્ર— ૩
બહિરાત્મા બની મહાઠગ તમોને બહુ બનાવ્યા છે
મમત ને મોહ અહંતાના કરી સંચા ચલાવ્યા છે— ૪
કર્યું સાથે કષાયોની પ્રબલ કાપટયનું ઈંજિન
ચલાવ્યું યંત્ર માયાનું, કર્યો તુજને સદાનો દીન— ૫
નથી વશ યંત્ર પણ તું છે ઉંધો રાખી તને નાંખ્યો,
ઉંડી અંધારી ખાડીમાં અનાદી કાળથી રાખ્યો— ૬
કહિ આ યંત્ર તારાં જો છતાં સત્તા નથી કાંઇ,
સદા કચડાઇ રીબાતો તથાપિ ભાન નહિ ભાઇ!— ૭
કદિ ત્યાં પુણ્યસંયોગે પ્રભાની જ્યોતિ જો જાગે,
ઉઘાડી આંખ જોતાં સૌ નવું કાંઇ તને લાગે— ૮
'અનંતાં કર્મ મેં બાંધ્યાં રહ્યો અજ્ઞાન-અંધારે
નહિ આત્મા સ્વરૂપ જાણ્યું, નહિ ઉપયોગ ઉપકારે— ૯
સહુમાંથી થવા નિવૃત્ત, કરે દૃઢ તું મનોવૃત્તિ.
ક્રિયાના યોગસાધનથી, વિરલ મળશેજ સંપત્તિ'— ૧૦
ઉઠી જાગી થઇ કર્ત્તવ્ય-પરાયણ ધર્મશસ્ત્ર લઇ,
ચલાવ્યું યુદ્ધ માયાથી પરિણામે તે દાસી થઇ— ૧૧
નચાવે સર્વ જે જગને નચાવે જો તે માયાને,
મહા તું વીર દઉં આશિષ 'સુખી આનંદમય જ્ઞાને— ૧૨

જુલાઇ ૧૯૦૭.

## સંસાર વિરક્ત પરમ સાધુ.

પરમાત્માની જ્યોતિના અંશ રૂપ!
આત્માની ચર્યાના ઉપાસક!
વિશ્વપ્રદેશમાં વિસલતા અદ્‌ભૂત વિલાસી!
આપને ત્રિકાલ વંદન હો! પંચાંગે વંદન હો!— ૧
સંસારી જનથી અપરિચિત આપનું વાસસ્થાન હતું,
ભૂમિનું તલ આપનું શય્યાસ્થાન હતું,
જ્ઞાનામૃત આપનું ભોજન હતું;
આત્મબલવાન્! નમન હો! વંદન હો!— ૨
જગત્‌ની સ્થૂલ વાસનાથી વિરક્તતા,
વીતરાગ દશાર્થે અનુભવમાં જાગૃતતા,
વિશુદ્ધ બોધિબીજની અપૂર્વતા,
આપની અહો! સ્ફુરણાયમાન હતી,
ઉપકારી પુરૂષો તેને અસ્વિકારે છે, ગોપવે છે.
આ દીન પામર જીવ પ્રમોદે છે, અભિવંદે છે. ૩
મહીમાં નિન્દક જનો અસંખ્ય છે,
અણસમજુ બાલકો ઉભરાય છે,
બેખબર જનો બહુ બેકદર છે;
સજ્જન મધ્યસ્થો મહિમા મુક્ત કંઠે પ્રશંસે છે.
હૃદયપૂર્ણતાથી ગાય છે. ૪

આગષ્ટ, ૧૯૧૦.

## મનને બોધ.

( ડગલે ડગલે ડુંગરા, વિકટ પ્રેમનો પંથ—એ રાહમાં ).

હે મનવા! કાં ચકડોળે ચડાવ!
સત્પથ મારે સાધવો, શિવ પ્રીતિ—સાધન થાય,
સાધ્ય દૃષ્ટિમાં આવતું, ભાવારોગ્ય થવાય. હે મનવા!
પૂજા પ્રીતિરૂપ છે, પ્રીતિરૂપ અનેક,
દર્શન નામ નમન સ્તુતિ, ધ્યાન મગનતા છેક. હે મનવા!

પ્રીતિમાં જન જે વસે, પ્રીતિપાત્ર સમાન,
મનવા ! કાં પ્રીતિ કરે ?, વિષય અચૂક નિદાન. હે મનવા !
ધાવ ધાવ કરતો ફરે, પવન થકી વધી જાય,
ધ્યાને કરી સ્થિરતા તું થા, ધ્યેયાત્માની સહાય. હે મનવા !
બંધ–મોક્ષ–હેતુ થઈ, નવ કર કુવ્યવહાર,
ભાવ–સન્નિપાતથી, મુક્ત દશા અવધાર. હે મનવા !
કૂડી જગની વાસના, થા તું તેથી ખિન્ન,
આત્મ-ધર્મ અવલોકીને, જિન પરમાત્મા–લીન. હે મનવા !

ડીસેંબર ૧૯૧૦.

## જયશ્રી મહાવીર.

( નમિયે અમે તીર્થંકરો જેના પુનિત આદેશ છે—ભૈરવી ગઝલ. )

પુકારૂં જય મહાવીરની, મહાવીર જયવંતા રહો !
લોકો ! વદો સૌ સ્થાનમાં, મહાવીર જયવંતા રહો !
આ વિશ્વ સચરાચર ભર્યું, જ્યાં જ્યાં જુઓ ત્યાં જીવ છે;
તે જીવ તત્ત્વને જાણતા, મહાવીર જયવંતા રહો !
જગના ગુરૂ જગને સદા, આનંદ દેનારા પ્રભુ;
જગનાથ ને જગબંધુ એ, મહાવીર જયવંતા રહો !
ભગવાન્ એ જગના પિતામહ, ને પ્રભવ છે શાસ્ત્રના,
તીર્થંકરોમાં અન્તના, મહાવીર જયવંતા રહો !
લોકો તણા ગુરૂ એ પ્રભુએ, ધર્મને ઉપદેશિયો,
એ વીર ને મહાત્મા બધે, મહાવીર જયવંતા રહો !
જેણે બધા જગમાં કર્યો, ઉદ્યોત નિશ્ચયથી ખરે,
તે વીર જિનનું ભદ્ર હો ! મહાવીર જયવંતા રહો !
જેને નમ્યા સુરાસુરો, ધૂળ ધોઇ જેણે પાપની,
તેનું સદા કલ્યાણ હો ! મહાવીર જયવંતા રહો !

માર્ચ. ૧૯૨૭. મોહનલાલ દલીચંદ દેશાઈ.

卐